# મનપ્રબોધ ભજનાવળી

કર્તા:—બ્રહ્મનિષ્ઠ સ્વામીજી શ્રી દયાનંદજીગીરી
ગુરૂ શ્રી બ્રહ્માનંદજી ગીરી ઉર્ફે
**મુંડીઆ સ્વામી**

---

:: પ્રકાશક ::
છગનલાલ જાદવજી ગાંધી.

---

:: સોલ એજન્ટસ્ ::
**વર્ધમાન એન્ડ સન્સ**
બુકસેલર્સ. પાયધુની—મુંબઈ નં. ૩

કીં. રૂ. અઢી

શ્રીયુત્ સ્વામીજી મુંડીઆ

સ્વામીજીનાં બીજાં પુસ્તકો

૧ મોક્ષ સોપાન, કુદરત કલા ને તિર્થવિલાસ

૨ બ્રહ્મવિલાસ

૩ બ્રહ્મ ગાયત્રિ

૪ શિષ્ય ધર્મોપદેશિકા



સંવત ૧૯૮૩
સને ૧૯૨૭
આવૃત્તિ પહેલી
પ્રત ૨૦૦૦



ધી સૂર્ય પ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસમાં પટેલ મૂળચંદભાઈ ત્રીકમલાલે છાપી.
પાનકોરનાકા—અમદાવાદ.

## શ્રી મુંડીયા સ્વામી



પરમ પૂજ્ય મહાત્મા શ્રી દયાનંદગિરીજી

હરિઃ ૐ

**પુજ્યપાદ સ્વામીજી શ્રી દયાનંદજીગીરી શ્રીગુરૂ બ્રહ્મા-નંદજીગીરી ઉર્ફે શ્રી મુંડીઆ સ્વામીજીનું જીવન વૃતાંત.**

---

પૃથ્વીમાં દેવતાઓને નિવાસ કરવાનું સ્થાન ભારત ભૂમિ કરતાં વધારે શ્રેષ્ઠ બીજી કોઇ ભૂમિ નથી એમ પા-શ્ચાત્ય વિદ્વાન મહર્ષિ મોક્ષમુલર કહે છે. ભારત ભુમિમાં કાઠીઆવાડના પ્રદેશથી આજકાલ દુનીઆનો કોઇ વ્યકિત અજ્ઞાત નહિં હોય.

કાઠીઆવાડ અનેક નર રત્નોત્પાદક છે. કાઠિયાવાડ-માં ગિરનાર પર્વતને લગતો પ્રદેશ ગિરનારી સિદ્ધ પુરૂષોની આષીશથી વધારે સુખી અને સિદ્ધ પુરૂષોને ઉત્પન્ન કરે છે. સદરહુ પુસ્તકના યોજનાર મહાત્મા પણ જૂનાગઢ તાબાના ગામ ડમરાળાના યજુર્વેદીય માધ્યંદિની શાખાના શાંડિલ્ય ગોત્ર શ્રી ગોડ માળવી ગૃહસ્થ વિપ્ર કાશીરામ વેલજીના પુત્ર છે. તેમનો જન્મ સંવત ૧૯૦૮ ના ભાદરવા શુદ ૧૫ સોમવારનો છે તેમનાં માતુશ્રીનું નામ પાનબાઈ મા કે જે હજી બેઠાં છે જેમની ઉમર વર્ષ ૧૦૫ એકસો પાંચ છે પોતાનું જન્મનું નામ દયારામજી હતું. તેઓશ્રીને બાળ-પણથીજ રામાયણ, ગીતા વગેરે ધર્મ પુસ્તકો સંત મહા-ત્માઓમાં શ્રદ્ધા હતી. પોતાના ગામથી બે ત્રણ ગાઉ ઉપર એક બુઢા બાવા નામના વૃદ્ધ મહાત્મા પાસે વારંવાર સત્સંગ માટે જતા "**શુચિનાં શ્રીમતાંગેહે યોગ ભ્રષ્ટોઽભિ જાયતે**"

પોતાના પુજ્ય પિતાશ્રીની પાસેથી વ્યવહાર કુશળતા પ્રાપ્ત કરી અને રાજ્ય પ્રકરણી ખાતામાં રેવન્યુ ખાતામાં તલાટીની નોકરી કરી તેમાં તેમની કાર્ય દક્ષતા શુદ્ધ નીતિ જોઈ તેમનાજ ગામના નવાબ શ્રી શેર જુમાખાનજીએ પોતાના કોઠારી નીમ્યા. તેમના ગામમાં એક કુંભાર ભગત કરમશી કરીને હતા તેમનું લેવ દેવ પોતાને ઘેર હતું તે ભગતને ત્યાં અનેક મહાત્માઓ આવતા તેમને પોતે વારંવાર મદદ કરી સત્સંગનો લાભ લેતા એકવાર કોઈ ગિરનારી મહાત્મા ગામના પાદરમાં આવી ચડયા તેનાં દર્શન કરવા પોતે ગયા. દર્શન કરી મહાત્માની સન્મુખ બેઠા એટલે મહાત્માશ્રીએ તેમની સામું જોઈ કહયું કે " હાથ લાવ " હાથ જોઇ બોલ્યા જો સાંભળ તમારૂં શરિર બદલાશે અને પ્રારબ્ધ પણ બદલાશે " બહુજ ઉંચ દશા પ્રાપ્ત થશે. ઘણાં તિર્થોમાં વિચરી ઘણા મહાત્માઓનો સત્સંગ ને ઇશ્વર ભકિત પ્રાપ્ત થશે " અંતર વૈરાગ્ય તો હતો તેમાં આ મહાત્માનાં વચનથી વૃદ્ધિ થઇ ને સંસાર છોડી ચાલી નીકળ્યા. અંતર વીવીદશા પ્રાપ્ત કરવા પંચાલ ભૂમિમાં થાન ગામ છે ત્યાં એકાંત ધ્યાન રહેવા લાગ્યા. અને તેના દક્ષિણુ દરવાજે ધારડી ( નાનો ડુંગર ) છે તેમાં એક ગુફા છે અને ત્યાંથી દુર બાંડીઆબેલી કરીને એક નાગની જગ્યા છે ત્યાં તેમના ઓલીઆ ઠાકર વગેરે એકાંત સ્થાનોમાં રહી ભજનની ધુન લગાવી ત્યારબાદ એકાદ મહાત્મા પાસેથી સન્યાસ ગ્રહણ કરવાના વિચારમાં ફરવા લાગ્યા. ફરતાં ફરતાં જામનગરમાં સ્વામી શ્રી બ્રહ્માનંદજી મહારાજ

પાસે પોતે આવ્યા ને તેઓ શ્રી પાસેથી દીક્ષા ગૃહણ કરી. સ્વામી **બ્રહ્માનંદજીએ** જામનગરના મહાલ જામ ખંભાલીઆ તાબાના ગામ **વરતડા** ગામની સીમમાં **ધીંગેશ્વર** મહાદેવની એકાંત જગ્યામાં **બ્રહ્મનિષ્ઠ** મહાત્મા શ્રી **કૃષ્ણાનંદજી** સ્વામી રહેતા હતા, તેમની પાસેથી સન્યસ્ત લીધું હતું ને વિશેષે કરીને તેઓ જામનગરમાંજ રહેતા હતા. સદ્‌ગુરૂ **પુજ્ય બ્રહ્માનંદજી** મહારાજની તન મનથી સેવા કરી. ગુરૂને **પ્રસન્ન** કરી તેઓશ્રીની રજા લઇ યોગ સાધન કરવા માટે કચ્છ વાગડ દેશના રાપર તાલુકામાં **વીથરોઆ** પહાડમાં ગુફા બનાવી પોતાનું કાર્ય શરૂ કર્યું. જે ગુફા હજી મોજુદ છે. ત્યાં યોગ સાધન ને આત્મ ચિંતનમાં કાળ નિર્ગમન કરતા હતા.

યોગ સિદ્ધી પ્રાપ્ત કરી આત્માને ઓળખી લીધા પછી મહાત્માઓને પરમાર્થ સિવાય બીજું કર્ત્તવ્ય હોતું નથી તે અનુસાર **અંજાર** શહેરના પાદરમાં જ્યાં એક સાથે સાત મસાણુ છે ત્યાં આસન લગાવી જાતે ઝોળી ફેરવી સાધુ મહાત્માઓને માટે ક્ષેત્ર ચાલતું કર્યું. ખરા પરમાર્થીને પ્રભુ સહાય કરે છે તેનો આ પ્રત્યક્ષ દાખલો છે. **અંજાર** ને તેની આસપાસના ગામડાઓના સેવકોએ મળી એક મોટી જગ્યા બાંધી દીધી અને જેમાં આજ પણ ક્ષેત્ર ચાલતું જ છે જે કચ્છ નિવાસી સૌ કોઇના જાણુવામાં છે.

કાઠીઆવાડમાં પણ તેઓ શ્રીના વિચરવાથી મચ્છુ-કાંઠાના ઘણા કણુબી લોકો તેમના શિષ્ય થયા અને મોર-

બીના નામદાર મરહુમ મહારાજાધિરાજ ઠાકોર સાહેબસર **શ્રી વાઘજી** બહાદુરના આગ્રહથી મોરબીમાં પોતાના ગુરૂ શ્રીનો મેળો કરી જગ્યા બાંધી ક્ષેત્ર ચાલતું કર્યું. જામનગરમાં પોતાના શ્રીગુરૂની સમાધિનાં દર્શન કરવા પધારતાં મનમાં એવી ભાવના ઉદ્ભવી કે અહીં એક જગ્યા બાંધવી. જેની ઉપર પ્રભુની કૃપા હોય તેને કશું અગમ નથી ત્યાં જગ્યા બાંધી. દેવી શ્રી અન્નપૂર્ણાની સ્થાપના કરી, મહારૂદ્ર યજ્ઞ કર્યો, જે મહારૂદ્રમાં પૂર્ણાહુતીનું શ્રીફળ જામનગરના મહારાજાધિરાજ **જામશ્રી રણજીતસિંહજી** બહાદુરના હાથથીજ થઈ હતી ત્યાં પણ ક્ષેત્ર ચાલતું કર્યું. પોતાના ગુરૂદ્વારની જગ્યા શ્રી **ધીંગેશ્વર** જગ્યામાં પણ મકાનો કરાવી સાધુ રાખી ક્ષેત્ર ચાલતું કર્યું. કાઠીઆવાડમાં રાજા મહારાજાઓ અને સાધુ સંતોમાં પૂર્ણમાન મેળવ્યું છે, તેઓશ્રીએ સન્યાસ ગ્રહણ કર્યા પછી અનેક જીવોને આત્મ જ્ઞાનનું ભાન કરાવ્યું છે. ઘણાક પરચા પૂર્યા છે તે હકીકત કવિરાજ શ્રી મેઘરાજજી હમીરજીએ "સ્વામી શ્રી દયાનંદગીરી સુયશ પ્રકાશ" નામના પુસ્તકમાં કવિતા રૂપે વર્ણવ્યું છે. તે વાંચવાથી આનંદ સાથે જ્ઞાન પ્રાપ્તિ થશે. ઈત્યલમ્.

આજ્ઞાંકિત સેવક,

**છગનલાલ જાદવજી ગાંધી.**

---

# પ્રકાશકના બે બોલ

શ્રીમદ પૂજ્ય પાદ સ્વામીજી મુંડીઆ સ્વામીજીએ મન પ્રબોધ ભજનાવલીનું આખુ પુસ્તક મુમુક્ષુ જીવોના ઉદ્ધાર અર્થે મને પ્રકટ કરવા આજ્ઞા કરવાથી મારી યથાશક્તિ મુજબ સુંદર રીતે પ્રકટ કરવા યત્ન કીધો છે. જેમાં તેઓ શ્રીનો સતત્ ઉપદેશ એ છે કે સામાન્ય રીતે જગત્‌ના તમામ જીવોને શાશ્વત સુખ મેળવવાની ઇચ્છા હોય છે પણ તેઓ મનજીભાઇને સમજાવીને ઠેકાણે રાખતા નથી માટે જ્યાં સુધી મનજીભાઈ સમજે નહિ ત્યાં સુધી મોક્ષ સુખ પ્રાપ્ત કરી શકતા નથી કારણ કે "मन एव मनुष्याणां कारणं बंध मोक्षयो" માટે મનને સમજાવી સદ્ રસ્તે લઇ જવાની જરૂર છે અને તે માટે મહાત્માઓનાં બોધ વચનોજ અસર કરી શકે છે.

પૂજ્યપાદ સ્વામિજીએ મનને કાબુમાં રાખવાના ઉપાયો આ પુસ્તકમાં સચોટ અને અસરકારક ભાષામાં વર્ણવ્યા છે. સદરહુ પુસ્તકના ચાર વિભાગ પાડવામાં આવ્યા છે. પહેલા ભાગમાં ચિંતામણીઓ, કક્કા, ઉપદેશ, લાવણી વિગેરે છે. બીજા ભાગમાં ભજન શબ્દો છે. ત્રીજા ભાગમાં આરતીઓ, રાશ, કિર્તનો, ધોળ વિગેરે છે અને છેવટનાં ચોથા ભાગમાં ગવૈયા અને ઉસ્તાદો માટે જ્ઞાનની રાગ રાગણીઓ છે.

પુસ્તકના વાંચન અને મનનથી નિર્ગુણ, સગુણ, ભક્તિ આત્મજ્ઞાન અને પ્રભુ લિલાનું જ્ઞાન થાય છે.

પુસ્તકોના પ્રકાશનનો મારો આ પહેલોજ અનુભવ હોવાથી એમાં અત્રેના જાણીતા પુસ્તકોના વેપારી મેસર્સ **વર્ધમાન એન્ડ સન્સના માલિક—મારા મિત્ર રા. શીવલાલભાઈએ** મને હરેક પ્રકારની મદદ કરી છે અને મારે માથેથી દરેક જાતની ચિંતા ઓછી કરી છે તે માટે તે ભાઈનો આભાર માનું છું. સારામાં સારી રીતે પુસ્તક કેમ પ્રકટ કરવું એ એ ભાઇ સારી રીતે જાણે છે. અને વાંચનારાઓને પણ આ પુસ્તકનાં રૂપ રંગ અને છાપ કામ જોઇને ખાત્રી થશે એમ હું માનું છું.

વિશેષમાં છાપ કામ વિગેરેની ભુલો રહી જવા પામી હોય એ સંભવિત છે કારણ કે છાપખાનું અને ભુતખાનું બરોબર ગણાય છે. ગમે તેટલું પ્રુફ રીડીંગ–ભૂલો સુધારવાનુ કામ કર્યું હોય છતાં પણ ભુલો રહીજ જાય છે. અને તે ત્રુટીઓ–ખામીઓ બીજી વખતે બરાબર સુધારી લેવામાં આવશે. આશા રાખું છુ કે એવી ભૂલો તરફ દુર્લક્ષ કરી સજ્જનો સાર વસ્તુનું ગ્રહણ કરશે.

પુજ્યપાદ સ્વામિજીએ તો હાથની લખેલી કોપીઓજ મને સોંપી હતી એટલે પ્રુફો વિગેરે સુધારવામાં જે કાંઇ ભૂલો રહી હોય તે બધી ભૂલો મારી છે એમ ગણી લેવી ને તે બાબતની મને સુચના કરવામાં આવશે તો તે બાબતમાં યોગ્ય ઘટતું કરવામાં આવશે.

મુંબાઈ તા. ૧–૯–૧૯૨૭ } **છગનલાલ જાદવજી ગાંધી.**

---

## પુસ્તક વાંચતા પહેલાં આટલુ જરા સુધારી લેજો.

| પાન | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૬ | દુનીઆનો | દુનીઆની |
| ૩ | ૨૧ | મષ્ટોડમિ | મષ્ટોંડમિ |
| ૭ | ૧૦ | વધ | બંધ |
| ૨ | ૧૭ | માહમા | મહિમા |
| ૩ | ૧ | ા બન | બિન |
| ૬ | ૧ | નાભ | નાભિ |
| ૨૩ | ૧૨ | છાંડ | છાંડે |
| ૩૨ | ૩ | નહિં | નહિં |
| ૩૩ | ૫ | આટા | આંટો |
| ૪૦ | ૧૪ | દુપ | દુઃખ |
| ૪૧ | ૩ | બાંહ્ય | બાંહ્ય |
| ૪૯ | ૫ | બેટુક | બટુક |
| ૫૦ | ૧ | ધળ | ધૂળ |
| ૫૦ | ૨૧ | ચનકાર | ચમકાર |
| ૫૫ | ૧૧ | મદામાતો | મદમાતો |
| ૫૬ | ૮ | કરજોાડી | કરજોડી |
| ૫૬ | ૧૨ | મનાહર | મનોહર |
| ૫૬ | ૧૨ | ચિનમ લખી | ચિતમાં લેખી |
| ૫૭ | ૨૦ | હરિભજ | હરિભજન |
| ૫૯ | ૩ | અંધરા | અંધેરા |
| ૮૪ | ૩ | પ્રમ | પ્રેમ |
| ૯૮ | ૬ | અગ | અંગ |
| ૯૯ | ૧૪ | આજગેબી | અજબગેબી |
| ૧૦૯ | ૧૬ | અબૈન | અબ નૈં |
| ૧૧૪ | ૧૨ | કાઇ | કોઇ |
| ૧૩૧ | ૯ | હિંડાલા | હિંડોલા |
| ૧૫૦ | ૩ | શલ | શિલ |
| ૧૫૧ | ૧૮ | ન રખ્યો | નીરખ્યો |
| ૧૫૩ | ૨૧ | રૂપ | રૂપી |
| ૧૬૪ | ૨૧ | સાધ | સાધ |
| ૧૬૭ | ૧૩ | બાલકા | બાલા |

| પાન | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૬૮ | ૧૪ | ઘણી | ધણી |
| ૧૭૩ | ૪ | આસા | આસી |
| ૧૭૩ | ૧૬ | ઘન | ધન |
| ૧૮૮ | ૯ | વનવું | વિનવું |
| ૧૯૪ | ૧૬ | માંડ | માંડે |
| ૧૯૯ | ૧૨ | ાવષય | વિષય |
| ૨૦૩ | ૨ | હાર | હાર |
| ૨૦૭ | છેલ્લી | નુારજન | નુરિજન |
| ૨૧૫ | ૬ | વશવાસ | વિશવાસ |
| ૨૩૨ | ૧૬ | મુખી | સુખી |
| ૨૩૬ | ૭ | પરમ રથ | પરમારથ |
| ૨૩૯ | ૫ | ાપયુ | પિયુ |
| ૨૪૧ | ૫ | માટે | મટે |
| ૨૪૫ | ૭ | પાર | પરિ |
| ૨૪૫ | ૧૬ | ક્રાપ | ક્રોધ |
| ૨૪૬ | ૧૫ | નાહં | નહિં |
| ૨૫૧ | ૯ | મશુક | માશુક |
| ૨૫૨ | ૮ | પાર | પરિ |
| ૨૬૭ | ૮ | અનિ | અતિ |
| ૨૭૧ | ૨૨ | મયા | મૈયા |
| ૨૭૩ | ૧૩ | કહ્મો | કહ્યો |
| ૨૭૪ | ૧૦ | રહ્મો | કહ્યો |
| ૧૮૮ | ૭ | આરે | ઓર |
| ૨૯૭ | ૨૧ | બાલી | બોલી |
| ૨૯૯ | ૧૨ | ભરવી | ભૈરવી |
| ૩૦૩ | ૧૯ | કેમાં | એમાં |
| ૩૧૫ | ૧૯ | હાર | હરિ |
| ૩૧૮ | ૧૧ | રયા | દયા |
| ૩૨૨ | ૧૩ | ક | ટેક |
| ૩૨૨ | ૧૭ | રહ્મા | રહ્યા |
| ૩૨૮ | ૧૮ | આવિનાશી | અવિનાશી |
| ૩૪૨ | ૧૭ ને ૧૯મી લીટી વચ્ચે ઉમેરો જયુમ્રગ ભયો ખેપાની. | | |

|| ॐ ||

|| श्रीगणेशायनमः || श्रीगुरुभ्योनमः ||

# શ્રી મનપ્રબોધ ભજનાવળી.

|| મંગળ દોહા ||

શ્રી ગુરૂ ગણનાથકો, શારદ શેષ મહેશ;<br>
કવિ કોવિદ દેવસો, મોચિત કરો પ્રવેશ. ૧

લઘુ બુદ્ધિ અજાનમેં તુમહો જ્ઞાન પ્રકાશ;<br>
સો બસહુ મમ હૃદયમેં, બનું ભજન વિલાસ. ૨

કાવ્ય કળા જાનું નહિં, નહિ પિંગળકો જ્ઞાન;<br>
હરી ગુરૂ વો સંતકો, અનુગ્રહ અધીકાન, ૩

|| કવિત ||

બ્રહ્મકો આનંદ કંદ, કહિએ સુખદ અતિ;<br>
કેવલ સ્વરૂપ જ્ઞાન, મુરતિ હી કહાવે હે.<br>
અટળ અજીત ભુત, પ્રાણિકો ધરણહાર;<br>
અંતર ઓર બાહિર, સબ ઘટ રહાવે હે.<br>
ચેતન સ્વરૂપ સો, અરૂપ અવિનાશી અજ;<br>
એસેં નિજ રૂપ શુદ્ધ, ગુનકો સો બહાવે હે.<br>
એક ઓર અનેક સો, સાક્ષિકે સ્વરૂપમાંજ;<br>
એસે ગુરૂ દેવ દયા, દિલમાં ઠહરાવે હે.

|| ઇતિ મંગળ ||

ૐ

# ॥ શ્રી ગુરૂ પ્રાર્થના ચિંતામણી ॥

॥ દોહા ॥

પ્રથમ વંદન ગણ ઇશકું, સોઇ વંદન ગુરૂ દેવ;
ઉનકે ચરણ કૃપા થકી, પામે સતગુરૂ સેવ. ૧

ગોવિંદ સો ગુરૂ દેવ હે, ગુરૂમે ગોવિંદ જાણ;
ઉનમેં અંતર ના કછુ, એક રૂપ નિરવાણ. ૨

ચોપાઇ.

હંસા જાણ એકી રૂપ, ગુરૂ ગોવિંદ હે અનુપ.
વામેં ગુરૂ હેં બલવાન, દેવે સત ગોરાંકી સાન.

ટાળે તિમિરકા જોરા, પ્રગટે સૂરજકી ભોરા.
મોહ લોભ ઉલુક જાણ, સેજે થાય તેની હાણ.

હોવે હંસકા વાસા, ત્રોડે જમકા ફાંસા.
દેવે પૂરણ આતમજ્ઞાન, હોવે નિજાનંદકી ભાન,

જીવ ઇશ્વર સબમેં એક, એસી દેવે મનમેં ટેક.
દેખો ગુરૂ તારણહાર, ગાવે શિવ બ્રહ્મા મુરાર.

માહમા અપરંહી પારા, બાંધી ધરમકી ધારા.
એસા ગુરૂ બંદિ છોડ, મીટાવે મનહુકી દોડ.

ટાળે ત્રષ્નાકી ફાંસી, આશા અંતરકી નાસી.
એસા પુરણ પરમાનંદ, સમજ્યા નહિં મૂરખ મંદ.

ગુરૂ બિન હોવે ગુનેગાર, ખાવે જમહુકી માર.
પાપી દુઃખ બહુ પાવે, ગુરૂ બિન કોન છોડાવે.
ચોરાસી લક્ષકી ખાણી, ગુરૂ બિન ફીરે જયું ઘાણી.
ફરતાં પંથ નહિં ખૂટે, ગુરૂ બિન મારગમેં લુંટે.

પાપી પાર નહિં પોતે, ગુરૂ બિન જન્મ કયું ખોતે.
સમજે સત ગોરાંકી સાન, પાવે અભય પદ નિરવાન.
બહુરી ફેર નહિં આવે, સુરતિ ગુરૂ સંગ જાવે.
અજર અમર ગુરૂ અવિનાશ, વ્યાપક વિભુસ્વ પ્રકાશ.
એસા જાણી કર પરતિત, પાળે બાના બ્રહકી રીત.
કીધા અધમના ઓધાર, સત ગુરૂ આપ સરજણહાર.

દયા દાસપર કીની, આરત અંતર હર લીની.
આવી કિયા હે પરવેશ, દિયા આતમ અનુભવ દેશ.
સેજે સાન સમાણી, મીટ ગઇ હરખ ઓર હાણી.
સોહં બ્રહ્મ બ્રહ્માનંદ, પાયે પૂરણ સુખકે કંદ.
પાઇ પ્રેમકી પરતીત, મીલ ગઇ સત ગોરાંકી રીત.
હુવા નેન નુર ઉજીયાર, સતગુરૂ નિરખ્યા સચરા ચાર.

નુરત સુરત સીડી કીન, દ્રષ્ટિ ભૃકુટીમાં લીન.
પાયા અદ્વૈત અમર નામ, પૂરણ ભઇ મનકી હામ.
મરૂં નાહીં જન્મું નાહીં, રહું સતગુરાંકી છાંહી.
બ્રહ્માનંદ પદ મહિમાય, દિલભર દયાનંદ મન ભાય.

## દોહરા.

વંદુ ગુરૂપદ રજકું, ધરૂં મુર્તિમય ધ્યાન.
સેજે સમર્યા સાંઇકું, પાયે પદ નિર્વાન.

વાણી વહાં પહુંચે નહિં, અનિર્વચનસેં ગાય.
દયાનંદ દેદારમાં, બ્રહ્માનંદ દરશાય.

બ્રહ્માનંદ ભરપૂર હે, જળ થળ રહ્યા સમાન.
અધિક ન્યૂન દિસે નહિં, જ્યાં સતગુરૂકી સાન,

સંજ્યા સમયે પ્રાર્થના, ગાવે જન સહુ કોય.
દયાનંદ નિશ્ચય કીયો, આવા ગમણ નવ હોય.

॥ શ્રી ગુરૂપ્રાર્થના સંપૂર્ણ ॥



॥ ૐ ॥

# ॥ અથ શ્રી ખટચક્ર ચિંતામણી. ॥

॥ દોહરા ॥

ૐ સમરૂં શેષ ગુરૂ શારદા, ગુણ દેવા ગંભિર;
સંત સદા સન્મુખ રહો, હોય સુબુદ્ધિ સુધીર.
રસના રસમય રાખજો, નયને નિજ દરશાય;
અંતર શિતલતા રહે, સો તુમ કરો સહાય.

ચોપાઇ.

ૐ ગુરૂજી પ્રથમ મુલાધાર, વામેં રહે ગુણ આગાર;
ગવરીનંદ આનંદરૂપ, રિધ સિધ શક્તિસંગ અનુપ.
રેવે ચતુર દલકે માંય, વંશં ષંસં સોહાય;
જામેં રક્ત હે વરણા, ખટ સત જાપ ત્યાં ભરણા.
અક્ષર જુગહ્નહંસો જાણ, ઉલટ સોહં ઘરમેં આણ.
છુટયા પવનકા અંકૂર, જલમલ ચમકતાહે નૂર.
સોઇ ગુરૂ દેવકા દિદાર, તાપર દયાનંદ બલિહાર.
ૐ દુજા કહું સ્વાધિષ્ટાન, ખટ દળ કમળકો અસ્થાન.
બ્રહ્મા બ્રહ્માણી ત્યાંહી, સૂક્ષમ નાદ હે જ્યાંહી,
જાકો ધામ ગોળાકાર, દિસે લાલરંગ ચમકાર.
અક્ષર બં, ભં, મં જામેં, યં રં લં લેતામેં.
જપ લેખટ સહસ્ત્રજાપ, આદિ પુરૂષ છે અમાપ.
વાંસે ઉલટ બાંધો દોર, ચલિયેં ઉર્ધ્વ મનકું જોર.
ગુરૂગમ કહે દયાનંદ, આગે ચલો તજકે ફંદ.

ॐ ત્રિજા નાભિ મણિપુર જાણુ, ત્યાંહે રમાપતિ નારાણુ.
ત્રિકોણુ ધામ હે જાકો, દશ દળ કમળ હે તાકો.
વામેં અક્ષર હે ખટચાર, ડં ઢં ણું કું વિસ્તાર;
તં થં દં ધં કહીએ, નં પં ફં ઓર લહીએ.

વરણુ અસમાની નિરધાર, ગરજે નાદ ગગનાકાર;
ખટ સહસ્ત્ર જાપ ત્યાં કીજેં, પવના ઉલટ કર લીજેં.
વહાંસે ચલો મેરે ભાઇ, ડરમત કરો દિલકે માંઇ;
દેખો અગમ ઘર ઉજીયાર, સોઇ દયાનંદ ઉરધાર.

ॐ ચતુર્થ અનાહદ લઇએ, શંભુનાથ ત્યાં કહીએ;
શક્તિ સંગહે અરધંગ, ભુષણ રૂંઢમાળ ભુયંગ.
દ્વાદશ કમળ દળ નિરધાર, વર્ણ ગૌર ગોળાકાર;
દ્વાદશ અક્ષર રહે વાંહી, કં ખં ગં ઘં જ્યાંહી.

ઙં ચં છં જં લેના, ઝં ઞં ટં ઠં દેના;
ખટ સહસ્ત્ર જાપ ત્યાં જોવે, નાદ સમુદ્ર સમ હોવે.
નિરખે નુર અપરંપાર, સૂને અજ ગેબી ઝણકાર;
કોટિ સુરજના ઉજીયાર, એહિ દયાનંદ દિલદાર.

ॐ પંચમ કહું શુદ્ધ વિશુદ્ધ, કંઠસ્થાન જીવ વિબુદ્ધ;
અવિદ્યા સંગ શક્તિ જાણુ, કમળ ષોડશ દળપરમાણ.
વરણ ધૂમ સમ દેખો, કમળ ગોળાકાર પેખો;
અઆઇઈઉઊ હોય, ઋં ૠં લૃં લૄં કું જોય.
એ ઐ ઓ ઔ અં અઃ ભાલ્ય, નાદ વિદ્યુતસમ નિહાલ્ય

વાહીં અનંત ઉજાશા, સહસ્ર જાપ પરકાશા.
જલમલ નુરત્યા દરસે, ધારા અમિરસ વરસે;
એહી દયાનંદ દિલભાય, જાણ્યા ગુરૂ ગમ લેલાય.

ૐ ષષ્ટં કહું ભ્રુ અસ્થાન, આજ્ઞાચક્ર હે પરમાનઃ
કમળ લંબ ગોળાકાર, દિસે લાલ રંગ અપાર.
કમળ જુગળ દલહેસાર, અક્ષર હંસંકો વિસ્તાર;
વાંહે શિવ ગૌરાં મેલ, સોહંગ અધર ધારા ખેલ.

દરસે ભાણ સમ ઉજીયાર, ગરજે મેઘ ધારંધાર;
તૂટે અગમકી ઘાટી, ખૂલે નુર નરાટી.
ઇસબિધ અગમ ઘરકું આવ, સહસ્ત્ર જાપ ત્યાંજપાવ;
વામેં દયાનંદ લવલીન, દિલભર નિજઆતમકોચીન.

ૐ સપ્તમ કહું મુર્ધસ્થાન, સહસ્ત્ર કમળ દળ પહેંચાન;
વામેં રહે નિર્ગુણ દેવ, અજપા સહસ્ત્ર કીજે સેવ.
હોવે અનહદકા ઝણકાર, અનંતભાણ સમ ઉજીયાર;
જલ મલ નુરહેનુરા, સતગુરૂ આપ હે પૂરા.

ચમકે હીરામય ચમકાર, નવલખ તારા અપરંપાર;
તુર્યાતિત રમતારામ અમર અવિગત અજધામ.
શશિસુર એકીઘર આયા, સુરતા શબ્દ મેં લાયા;
ઉલટ દેખો અપનો મેલ નુરિજન નિરાધારી ખેલ.
સોઈ બ્રહ્માનંદ ભરપૂર, વામેં દયો હાલ હજુર.

## સાખિયો.

સુરતા સતગુરૂશું મીલી, શબ્દ સેન સમજાય.
દયાનંદ દિલ દાખવે, સો નહિં આવે નહિં જાય.

પ્રાત સમે નર ઉઠકે, જો નિત કરે ઉચ્ચાર.
તાકું અનુભવ ઉપજે, ફેર બુદ્ધિ ઉજીયાર.

સંધ્યા સમેં નિજ પાઠમેં નિશ્ચે રાખે કોય.
દાસ દયો દિલ દાખવે, આવા ગમન નવ હોય

ગુરૂ બિન જ્ઞાન ઉપજે નહિં, ગુરૂ બિન મીલે ન સેન
ગુરૂબિન શબ્દ સૂઝે નહિં એ સતગુરૂકો બેન.

॥ ષટચક્ર ચિંતામણી સંપૂર્ણ ॥



# ॥ અથ ખટચક્રની આરતિ ॥

ૐ શ્રી ગુરૂ અપરંપારહે, ૐ સતગુરૂ સરજન હારહે-ટેક

ૐ મુળ મહેલ મેં ગવરીકો નંદન, વંદન ગુરૂ આધારહે
લાલ રંગ ચોખંડ ધામમેં, રિધસિધ પૂરણ ભંડાર હે.
ૐ શ્રી ગુરૂ. ૧

ૐ સ્વાધિષ્ટાને ષષ્ટદળાને, પિતરંગ ગોળાકાર હે.
બ્રહ્મા બ્રહ્માણી પુરૂષ પુરાણી, સુક્ષ્મ નાદ ઝણકાર હે.
ૐ શ્રી ગુરૂ. ૨

ૐ નાભિ નિજાનંદ મણિપુર સુખકે કંદ, લક્ષ્મી સહિત મોરાર હે.
રકત આસમાની ત્રિકોણ ગામી, દશદળનાદ નભ સાર હે.
ૐ શ્રી ગુરૂ. ૩

ૐ અનાહદ ચક્ર હૃદય સ્થાનં, ગૌરશરિરં ગંગાધાર હે.
દ્વાદશ ભોળા ગોળાકારં, નાદ સમુદ્ર હિલદાર હે.
ૐ શ્રી ગુરૂ. ૪

ૐ ચક્ર વિશુધ્ધે ગોળ કંઠ દીસે, ધૂમ્રવર્ણ ષોડશતાર હે.
જીવ અવિદ્યા નાદ વિધુત્ સૂર્ય પ્રકાશ અપાર હે.
ૐ શ્રી ગુરૂ. ૫

ૐ ભ્રુ અસ્થાનં આજ્ઞાચક્રં, લંબગોળ હંસ દ્વાર હે.
લાલરંગ શિવ ગૌરાંશોભે, હંસ સોહંગ તંતસાર હે.
ૐ શ્રી ગુરૂ. ૬

ૐ મુર્ધ્ના અસ્થાનં ગોલાકારં, સહસ્ત્ર દળ શ્રીદયાળ હે.
અનંત અપાર અજોની અવિનાશી, આપ ગુરૂજી
નિરાધાર હે. ૐ શ્રી ગુરૂ. ૭

સોઇ ગુરૂ દેવા અલખ અભેવા, કેવાગ્રેવામાં પરિપાર હે.
બ્રહ્માનંદ આનંદ મુરતિ, સોઇ દયાનંદ બલિહાર હે.
ૐ શ્રી ગુરૂ. ૮

॥ ખટચક્ર આરતિ સંપૂર્ણ. ॥



॥ ૐ ॥

# ॥ અથ શ્રી ઉપદેશચિંતામણી ॥

દોહરા.

પદ વંદુ ગુરૂ સાધકા, પલપલ કરૂં પ્રનામ,
તુમ સતગુરૂ પ્રસાદતેં, પ્રગટે આતમરામ. ૧

ગુરૂ સંત ગોવિંદમેં, ભેદ નહિં લવ લેશ,
એસો નિશ્ચય જો લહે, તો પોચે પૂરણ દેશ. ૨

ગુરૂ બતાવે રાહકું, સંત બતાવે સેન,
ગોવિંદ ગુણમેં રમરહ્યા, સો તીનું સુખ દેન. ૩

ગુરૂબિન જ્ઞાન ઉપજે નહિં, સંતબિન નહિં સમાજ;
ગોવિંદબિન ગાવું નહિં, સબહી કાજ અકાજ. ૪

સોગુર ગોવિંદ ગુણમય, વ્યાપક સઘળે એક,
અચળ અખંડી આતમા અમર સ્વયં અલેક. ૫

ગુરૂબિન પાર લંઘે નહિ ભવદુઃખ જલધિતીર,
નાવ ચલાવે નામકા, સેજે હોય મનધીર. ૬

ગુરૂ શબ્દ ગુરૂ સાહેબો, ગુરૂ હે બોલણહાર;
શ્વાસે શ્વાસે રમ રહ્યા, સોહંનુર અપાર. ૭

નુર નિરંતર જળહળે, અણી અગર આધાર;
નુરત સુરત કર મોરચા, ઉર્ધ્વનાદ ઝણકાર. ૮

તાર મીલે તીન્હુ લોકમે  પૂરવ હુવો પ્રકાશ;
પશ્ચિમ બારા ખોલકે હુવો મેરૂ દંડપેં વાસ. ૯

મન મેરમ માલુમ હુવા ચલ્યા પવન કે સાથ;
ઉનમુની આકાશેં ગયા સાધશિરોમણી નાથ, ૧૦

નાથ નિવાજ્યા દાસને શુભ ગુણ સુખ કે જહાજ,
ભવજલ બેડા તારકે સોંપ્યો સંત સમાજ. ૧૧

સંત મીલ્યા સત પારખુ સનમુખ સંશય ટાર,
હરખ શોક નિવારકે દીયા નામ તત્સાર. ૧૨

નામ દીયા નિરભે હુવા ગયો સકળ સંતાપ;
સોહંગ પ્રગટયા સાનમાં, જ્યાં નહિં થાપ ઉથાપ.૧૩

થાપ ઉથાપે થીર હે નિજાનંદ ભરપૂર;
જ્ઞાન ગરિબી વંદના સમજે સંત સનુર ૧૪

સમજ્યા સો સેજેં સમ્યા, રહી ન મનકી દોડ;
બુદ્ધિબળ પહુંચે નહિં સો સતગુરૂ શિરમોડ. ૧૫

સતગુરૂ મળ્યા સંશેગયા. ઉલટી આનંદ લેર;
બ્રહ્માનંદ મગન મન મેરમ ગુરૂકી મેર. ૧૬

મેરમ મુજરા માનશે હરદમ કરો હજુર;
દયાનંદ દિલ દેખીયા, બ્રહ્માનંદ ભરપૂર. ૧૭

પૂરા પરખે પ્રેમુકું નેમ નિરંતર હોય;
દયાનંદ સો દેખીયા ભાવ ભરોંસે જોય. ૧૮

સાહેબ મેરા સકળમેં, વ્યાપક વિભુ અનુપ;
રોમેં રોમેં રમ રહ્યા, નિજાનંદ નિજ રૂપ. ૧૯

॥ કુંડલિયો ॥

સાહેબ નીરખ્યા સેનમેં કર કર શબ્દ વિવેક
સાધન સમજી સાધકાં પાયા પુરૂષ અલેક
પાયા પુરૂષ અલેક છેક નહિ ઉનકા આવે
સમજે પૂરણ સંત સમજકે ઉર સમાવે
કહહી દયાનંદ સકળ ઘટ વ્યાપક સરખા
કર કર શબ્દ વિવેક સેનમેં સાહેબ નિરખા. ૧

॥ ઉપદેશ ચિંતામણી સંપૂર્ણ ॥



॥ ॐ ॥

# ॥ અથશ્રી નામમહિમા ચિંતામણી. ॥

॥ દોહરા ॥

વંદુ શ્રી ગણ ઇશકું, ગજાનન ગુણ ધામ;
બ્રહ્મ સુતા રસના વસો, વરણું શ્રીપતિ નામ. ૧

શ્રી નારાયણ નામકો, મહિમા અપરંપાર;
શિવ વિરંચિ દેવ સબ, હરદમ ચહે દેદાર, ૨

શ્રી દામોદર દેવ વર, મધુસૂદન મોરાર;
ગોવર્ધન ગોવિંદ ગુરૂ, કૃષ્ણ કેશવ કિરતાર. ૩

રામ રમાપતિ રઘુવર, દેવના દેવ દયાલ;
આદ્ય અંત ગુરૂ મધ્યમેં, સોઇ સંત રખવાલ. ૪

ભય નિવારણ ભૂધરો, ભંજન ભગતાં ભીર;
બિરદ ધરે બાના તણું, સનમુખ શ્યામ સુધીર. ૫

અજરઅમરઅવિનાશહે,અખંડઅનોપમઇશ;
નિરાકાર અક્રિય સદા, જગજીવન જગદીશ. ૬

વિશ્વ વિભુ વ્યાપક સદા, નિરંજન નિષ્કામ;
નિરાલંબ નિરધાર હે, ચિદાનંદ ઘનશ્યામ. ૭

સોઇ સદા રખવાળ હે, સંતન સુખ દાતાર;
કષ્ટ નિવારે કેશવો, ભૂધર ટાળે ભાર. ૮

ભુનો ભાર ઉતારવા, વેદ ધર્મ પ્રતિપાળ;
સંત ભક્તિકે હીતસેં, પ્રગટે દીનદયાળ. ૯

નર નારાયણ દેહધરી, કીયો સબનકો કાજ;
સોઇપ્રભુ સન્મુખરહો,ગુણમંદિર સુખજહાજ. ૧૦

આગેં સંત ઓધારીયા, ભક્ત અભક્ત અનેક;
તેસેં ઉગારો મોઇકું, નાથ નિભાવો ટેક. ૧૧

ભક્તવત્સલભગવાનહો,અધમઓધારણ નામ;
આરતહર અવિનાશ હો,બિરદ સંભારણ શામ. ૧૨

ભાવભક્તિ અરૂ પ્રેમ શું, દયા દીન નીરમાન;
સો અનન્ય ઓધારીયા, ભક્તવત્સલ ભગવાન. ૧૩

ક્રોધી કપટી લાલચી, માન મોહ ભરપુર;
અધમઓધારણ નામસેં, સો પણ ગયા હજુર. ૧૪

સોઇ ભરોંસો મોઇકું, જીન સબ કીયો પસાર;
ગુણ અવગુણ સબ મેટકે, કીજે ભવજલ પાર. ૧૫

દુઃખ ભંજન દામોદરા, કેશવ કરૂણા ધામ;
અંત સહાયે આવજો, હરદે હરદમ રામ. ૧૬

નાથ નિવાજણ હારહો. નિરભે નિરંજન દેવ;
ભવ ભંજન ભે હરનકું આપ નિભાવો ટેવ. ૧૭

હમ અવગુનકે જહાજહું તુમહો ગુન કે ધામ,
ભવ જળ મેં સેં કાઢકે અબ કીજે આરામ. ૧૮

સદા સનેહી શ્યામ શું, પ્રેમ નેમ શું પ્રિત;
નિશ્ચય આપ સ્વરૂપકો, સંત ચરણકી રીત. ૧૯

પુનિ પુનિ એહી માંગહું, પૂરણ પરમાનંદ;
સંતસમાગમ શુભ ગુણ, સો દીજે કરૂણા કંદ. ૨૦

બ્રહ્માનંદ ગુરૂ દેવકું, સમજ્યા શુદ્ધ સ્વરૂપ;
ભાગ ત્યાગ કર દેખીયા, સાહેબ સદા અનુપ. ૨૧

નામ મહિમા ગુરૂ દેવકો, જાણે વિરલા સાધ;
દાસ દયો દિલ દાખવે, વાકી કળા અગાધ. ૨૨

નામ પ્રતાપે ઓધારીયા, આગે ઓધારણહાર;
અબ ઓધારો નાથજી, બેર બેર બલિહાર. ૨૩

॥ નામ મહિમા ચિંતામણી સંપૂર્ણ ॥



॥ ॐ ॥

# ॥ અથ ભવાટવી ગર્ભ બારમાસી ॥

## ॥ કાર્તિકમાસ ॥

ચોપાઈ.

વંદુ શેષ મહેશ ગણેશા,
કરી કૃપા ઉર કરો પ્રવેશા.
શારદ કવિ ગુણવંત મનાઉં,
વસોરસના ગોવિંદ ગુણ ગાઉં.
બારમાસ બરનું કરજોરી,
લઘુબુદ્ધ અલ્પમતિ મોરી.
પ્રથમ કાતિમેં કરમ કમાયો,
બાંધી લિંગ ફિરઓદર આયો.
ગર્ભ વાસમેં કીયા પસારા,
સ્થૂળ કોષકા ભયા વિસ્તારા.
જારે તાપ સકળ ઉરમાંહીં,
અનંત દુઃખ ભોગે વિલખાહી.
તબ ઉપજા ઉર ખેદ અપારા,
હાય હાય કર કરે પુકારા.
માતપિતા કોઇ સંગ ન આયા,
મેં એકીલા બહુ દુઃખ પાયા.

એમ પસ્તાણો જીવ અભાગી,
તબ પોકાર્યો હોઇ અનુરાગી.
કેશવ કરૂણા કરો જન કેરી,
ક્ષમા કરો સબ ભૂલ હે મેરી.
તવ માયાવશ થયો ખેલારી,
ગાયા નહિં ગોવિંદ ગિરધારી.
અબ બંધન તોડો રઘુરાઇ,
કરૂં ભક્તિ મૃત લોકે જાઇ.
દાસ દયો એમ જબાન દઇને,
પાયો જન્મ ગર્ભયોનિ જઇને.



## ॥ માગશર માસ ॥

ચોપાઇ

માગશરે માયામાં આવ્યો,
સુખ દુઃખ ફળ દો સંગે લાવ્યો.
રાજા ચોર અગનજળ સાખી,
સોઇ વાતુ અંતરમાં રાખી.
ભૂલ્યો જીવ પુરવની બારી,
કરે રૂદન સંકટ સંભારી.
તબ માતુ પયોધર પીનો,

પ્યાર કરી ઉર અંતર લીનો.

વૈષ્નવ નામ વાયુ ચલાયો,

તબ માયાનો બંધન પાયો

શિશુ અવસ્થા હુઈ અજ્ઞાની

સત અસતકી ખોજ ન જાની

માતપિતા અરૂ બંધવ બેની,

લાલન કરે સબ દિવસ રેની.

દિવસ માસ વરસ જબ વીતે,

એમ જગતમાં હાલ્યો પ્રીતે.

પાંચ વરસનો પૂરો થાય.

સો અવસ્થા એમ એળે જાય.

દાસ દયો એમ રમણમાં ચડીયો,

રંગ રમતમાં કુવે પડીયો.

---

## પોસ માસ

### ચોપાઇ

પોસ માસ પરવરવા માંડયો

મૂળ બચનકો મારગ છાંડયો.

કોલ કરાર ગયો સબ ભૂલી

મોહ માયામાં રીયોછે ડુલી.

મારૂં તારૂં પ્યાર પસાર્યો
આવાગમણનો ફાંસો ડાર્યો.
બંધ્યો ફીર મરકટ જ્યું ડોલે,
કાકા મામા મુખસેં બોલે.

ઉમર વરસ દશ અરૂ બારા
તબ ભુલ્યો સબ ગુણ ગેમારા.
શરમ લાજ સબ હીકી આઇ.
મોહ પાસમાં રીયો ફસાઇ.

ફુલ્યો ફરે લાલનકો માર્યો
ઇશ્વર આજ્ઞા ઉરમેં હાર્યો
ફોગટ ફેલ ફરે મસ્તાનો
સુખ સેજમાં રહે ભૂલાનો

પંદરમેં પરપંચ ઠસાણો
હાણ લાભમાં લેખે લેવાણો
દાસ દયો એમ આયુષ્ય જાય.
સુખ ઇચ્છામાં રીયો લોભાય.

## માહ માસ

ચોપાઇ.

માહ માસમાં મોટો થાય,
યુવાપણમાં ગયો લુંટાય

સગપણ સાંધા થાવા લાગ્યા.
વિવામાં વાજીંતર વાગ્યાં.
મંગળ સૂણી મન હરખાય,
મગરૂરી મનમાં મરડાય.
કોટે ઉતરીયું હાથે કડાં
મંડપ હાલ્યાં બે મોટાં મડાં.
વર કન્યા બેઉ ફેરા ફર્યા,
ચોરાશિ એમ પદને વર્યા.
એમ ઉજાડે લીધીવાટ
મરણ જનમનો જાણ્યોઘાટ
હરે ફરેને બહુ ફૂલાય
એમ મૂરખ ઉવાટે જાય.
જુવાનીનું જોર જણાવે
ગાફલ તેમાં બહુ અથડાવે
તરીયા સુખમાં ભયોદિવાનો
વિષય જાળમાં જઇ બંધાણો
દાસ દયો એમ ડાપણમાં ડુલ્યો,
સત ધરમનો મારગ ભૂલ્યો



## ફાગણ માસ

### ચોપાઇ

ફાગણ ફેલ ફંદ બહુ ધારે;
વિષય તાપકરિ અંતરજારે.
પઘડી બાંધે મૂછ મરોડે;
ખાનપાનમાં ચડીયોઘોડે
અત્તર તેલ ફૂલેલ લગાવે;
દેખી સુરત મન હરખાવે.
છળ કપટ સાહસનો બેલી;
મુળ મરજાદા ગયો છે મેલી.
એમજીવ અળગો થઇ બેઠો;
ચડી સિંહાસન આવ્યો હેઠો.
કર્યાં કરમની લાગી કાણી;
થયો પામરને મત મુંઝાણી.
વીશ પચિશ એમ ખોટાં થયાં;
વિંટી બેઠાં છોકર છૈયાં.
દેખી બાળ થયો મનમાં રાજી;
બહુનામીની ભૂલ્યો બાજી.
ત્રીસે હાલ્યો વેતે પુર;
ઇશ્વરનું ઘર રાખ્યું દૂર.
દાસ દયો એમ ઉમર ગુમાઇ;
સ્નેહ જાળમાં રીયો ફસાઇ.

## ચૈત્ર માસ

ચોપાઇ

ચૈતર ચિતમાં ચિંતા ધારે;
બાળક મેરે બાળ કુંવારે.
શોધું કન્યા ઉત્તમવર જોઇ;
જેથી ઇજત મોટી હોઇ.
સગાં ગોતવા ચાલ્યો માતો;
ઠંડાવાસી ટુકડા ખાતો.
કીધું સગપણને ખાંડજ ખાધી;
વેવાઇ વેલામાં પાઘડ બાંધી.
ખૂતો એમ ખરચને ખાડે;
કરે ભલાઈ મોહથી છાંડે.
વહુવર આવ્યાં લાગ્યાં પાય;
મૂરખ દેખી મન મકલાય.
એમ જાળમાં ખૂત્યો જઈ;
રામભજનમાં સમજ્યો નઇ.
જોઇ કુટુંબને કરે વિચાર;
મોબીન તેનો કોણ આધાર.
કામી કાજી પેટજ ભરે;
એમ દાણીંગણુ માથે કરે.
દાસ દયો એમ ભાવઠે ભરાણો;
જમરાજાને ખાતે જણાણો.

## વૈશાક માસ

### ચોપાઇ

વૈશાકે વેવારે ચડીયો;
લઇ દિપક કુવામાં પડીયો.
દેશ પરદેશે ધનકે કાજા;
ફરે દિવાનો છોડીલાજા.
સાહસ કુડનો માંડેપાયો;
કલેશ કરીને ધન કમાયો.
ખોટું બોલે અન્યાય કરે;
એમ કરીને પેટજ ભરે.
એમ જનમતે એળે જાય;
મોહ દુઃખમાં હરિ ન ગાય.
પરમારથથી પાછો ફરે
પાપે પગલાં પહેલે ભરે
ધરમમેં તો ઢીગન આવે;
અધરંમ સાથે જઇ અથડાવે
શિલ સંતોષે રેવેદૂર;
દિલમાં દુબધા રાખે કૂર
એમ હરિથી વિમુખ થીયો;
પરમેશ્વરના પદથી ગીયો
દાસ દયો એમ ભારજ ભરીયો;
સન્મુખ આવ્યો દુઃખનો દરિયો

## જેષ્ટ માસ

### ચોપાઇ

જેઠ માસમાં જોયું ખાતું;
દીવાળાની દીઠી વાતુ
હાંસલ નાખ્યું આવી ખોટ;
ધન મેળવવા નાખે ચોટ
જેમ જેમ હિંમત મોટી કરે;
તેમ તેમ ફેરા અદકા ફરે
તબ પસ્તાણો પામર પ્રાણિ;
માથે આવી મોત નિશાણી
એમ મુંઝાઈ આવ્યો ઘેર;
દેખી સરવે બૂરીપેર
તરિયા બેન બંધુનેભાઈ;
બોલે વચન મરમ મુસકાઇ
મુડી ખોયો બુદ્ધિહીન;
તેં બહુ અમને કીધાં દીન
માત પિતા તરછોડે ભારે;
કયાંથી આવ્યો પેટ હમારે
એમ સ્વારથે લેવાણો જાય;
તોય ન સમજે અંધ બલાય
દાસ દયો શું કહું વખાણી;
જનમે મરે ચોરાશિ ખાણી

## અષાડ માસ

ચોપાઇ

અષાડે વૃદ્ધ થયો છે અંધ;
બુઢા પણના લાગ્યા બંધ
બેટા બેટી મોટાં થયાં;
માને નહિં કોઇ તેનાં કહ્યાં
થઈ અવસ્થા મોટી ભારે;
તૃષ્ણા ઉલટી અંતર જારે
એક કરજને બીજી ખોટ;
માથે આવી કાળીની ચોટ
ત્રીજું કહ્યું ન માને કોય;
ચોથું શરિર પરાધીન હોય
આંખે ન સુઝે થયું અંધારૂં;
શ્રવણનું બૂઝાણું બારૂં
મુખ દંતની ગઇ નિશાણી;
નાક આંખમાં ચાલેપાણી
થરથર ટાંગા ધ્રૂજવા લાગ્યા;
કર્યાં કૃત્ય તે પાછાં જાગ્યાં
બૂઢો ડોકરો બુદ્ધિહીણ;
પાપ દુઃખમાં થયો છે ક્ષીણ
દાસ દયા અંત અવસ્થા થઇ;
અકલ હતીતે ઉઠી ગઇ

## શ્રાવણ માસ

ચોપાઇ

શ્રાવણ છેવટ આવી જરા;
પરમેશ્વરથી કીધાપરા
ગયું ધન જોબનને જોર;
વૃત્તિ ગઇ છે એની ઓર
એમ વાસના લાગી ઉર,
ચડ્યો ચોરાશિ વેતે પૂર
એમ કરતાં તો આવ્યો કાળ;
વીંટી બેઠાં બંધુને બાળ
અંત સમાનો આવ્યો પોર;
સહુ કરે છે શોર બકોર
વાળી વીંટી કાઢી લીધું;
ગોપિચંદનનું ટીલું કીધું
ગૌગોબરને તુલસીપાન;
અગિયારશનું ઘાલ્યું દાન
એમ પાપીને ભગત બનાવે;
પોચ્યા જમ લઈ પરલેજાવે
તરિયા ઝાંપે બંધુ બાર;
દેહ ખડકાવી ચિતા મોઝાર
દાસ દયો જીવ ચાલ્યો આપ;
સાથે લીધાં પુનને પાપ

## ભાદ્રપદ માસ

### ચોપાઇ

ભાદ્રુમેં જમ પૂછે વાત;
તેમ પાપીનાં કંપે ગાત
કે પ્રાણી તું શું કમાણો;
હક હાલ્યો કે પાપે ભરાણો
બોલ પ્રાણીયા આપણો બોલ;
શું કીધો મનખાનો તોલ
ત્યારે મુંઝાણો જીવ અભાગી;
નાવડે ઉતર મન ચિંતાલાગી.
મનથી મોટાં ફાંફાં મારે;
હાય હાય કરી ત્રાહે પોકારે.
ચિત્ર વિચિત્ર અજરાયલ જેવા;
પલમાં પકડી માંડયા દેવા.
પકડી કેશ ચોરાશિ નાંખે;
માથે મુગદળ મારી રાખે.
અગ્નિ બાળે કરવતમાં કાટે;
એમ નાંખ્યો નરકને ઘાટે.
વીંછિ સાપ કાક તન ખાઇ;
સો દુઃખ કહાં પુકારે જાઈ.
દાસ દયો એમ દેહ ગુમાઇ;
તોય ન ચેત્યો ગયો પરલાઇ.

## આશ્વિન માસ

### ચોપાઇ

આસુ છેવટ આવે આરો;
ઇશ્વર ભજો તો થાય નિસ્તારો.
પરમારથમાં રાખોપ્રિત;
રામ ભજનની જાણોરીત.
કરો સંગ સંતનકો જાઇ;
જેથી ઇશ્વર નિકટ જણાઇ.
તપ વૃત કરી શુદ્ધ મનકીજે;
આતમ સાધન વિગતે લીજે.
સંત શબ્દમાં રાખો ચિત્ત;
છોડ જગતની સઘળી પ્રિત.
મહા વાયકમાં આંધોદ્દાર;
નિજ સ્વરૂપનું રાખોજોર.
કરો ભક્તિ મત કરજો દેરી;
ટળે ફાંસી ચોરાશી કેરી.
હરિ ભજનમાં કરજો હેત;
આવ્યો મનખો વેલો ચેત.
જો તેમાંથી પાછો પડયો;
ફેર ચોરાશિ ખાતે ચડયો.
દાસ દયો દિલ રાખો રામ
તો પૂરણ થાય સઘળું કામ.

દોહરો

ઉત્તમ શુભ આ દેહમેં, હરિભજન સત સંગ;
જાણે ગુરૂગમ જ્ઞાનથી, ચડે અનુભવકો રંગ ૧

નરદેહી કોન કામકી, જો નહિં ભક્તિ અરૂજ્ઞાન;
અવર દેહ સબસેં ભલા, પરહિત સુખદ અમાન ૨

ચેત ચેત મન પ્રાણિયા, આ અવસર ફેર નોય;
અબ ફેરો ખાલી પડયો, ગયો જમવારો ખોય ૩

વાર વાર વિનતી કરૂં, સૂનો મન સજ્જન સાન;
દાસ દયો દિલ દાખવે, ભાવે ભજો ભગવાન ૪

॥ ભવાટવી ગર્ભ બારમાસી સંપૂર્ણ ॥



॥ ૐ ॥

# ॥ અથશ્રી બોધ બાવની ॥

દોહરો.

શ્રી ગિરિજા પતિકું નમું; ઓર નમું ગુણપત;
શેષ શારદ કવિકોવિદ, મોહે દિજે શુભમત ૧
ગર્ભવાસકે દુઃખમાં, જબ હોતો આધિન;
દયાનંદ બેભાનમાં, તબ અસ્તુતિકીન. ૨
બંધન છૂટયો ગર્ભકો, ભૂલ્યો હરિકો નામ;
દયાનંદ ભજ્યા નહિં, સદા સનેહી શામ. ૩
બાળાપણમાં બુડીયો, લાડે ગયો લેવાય;
દયાનંદ બગડયું મૂળથી, સો કેમ આવે દાય ૪
રમતાં ભમતાં રંગમાં, ભૂલ્યો પૂરવની પ્રિત;
દયાનંદ વિસરી ગયો, રામ ભજનની રીત ૫
રીત વિના રખડી મુવો, કાંધે ભરીયો ભાર;
દયાનંદ જુવાની આવતાં, મોહેતજ્યા મોરાર; ૬
તરિયા સુખ તનમાં વશ્યું, અંગે ઉપજ્યો કામ;
દયાનંદ ભૂલી ગયો, અંતર આતમ રામ ૭
રામરતન મેલીકરી, લીધો કાચનો કટકો;
દયાનંદ કે નામ વિનાનો, નિશ્ચે ભવમાં ભટકો; ૮
બે ઘણી છે ભવજળમાંહી, નિકળવાનું કાચું:
દયાનંદ કે આ જગતમાં, નામ નિરંતર સાચું ૯

સાચું તે શિર સાટે લેજો, ભૂલશો નહિં ટાણું;
દયાનંદ કે ઓળખી લેજો, હમણાં વાશે વાણું ૧૦
વાણમાં સમજ્યો નહિં, સામી આવી રાત;
દયાનંદ કે રખડી પડયો, ગઇ પૂરાણી બાત ૧૧
ગાફલ થઇને કેય ગુથાણો, ખેલ સરવે ખોટો;
દયાનંદ કે આ જગતમાં, હરિભજે તે મોટો ૧૨
મોટપ મૂકો મૂરખા, હે તં ભજો હરિને;
દયાનંદ કે આ અવસરીયો, પાછો નોય ફરીને ૧૩
ફરી ફરીને જઇ અથડાણો, માયાના ઘરમાંઇ;
દયાનંદ કે ભારભરીને, આખર મરેમુંઝાઇ ૧૪
મરવા ટાણે આડી આવે, કર્યા કર્મની કાણી;
દયાનંદ કે અંત સમામાં, પીવા નૈંદીયે પાણિ ૧૫
પીવું ખાવું ને પેરવું, તેતો રહેશે અળગું;
દયાનંદ કે જોર કરીને, જમનું થાણું વળગું ૧૬
જમ તણા જંજીરા લાગે, ડાપણ જાશે ડૂલી;
દયાનંદ કે મોટામોટા, માર્રે ગયા છે ભૂલી ૧૭
રાવણને હિરણા કંશ જેવા, તે પણ ગ્યા છે હારી;
દયાનંદ કે રામ ભજ્યાવિના, રૈયત કોન બિચારી. ૧૮
રાવત સામત શુરમાં, તે પણ કાળે ગળીયા;
દયાનંદ કે ગયા ચોરાશિ, તે પાછા નહિં વળીયા. ૧૯
માટે કહું છું માની લેજો, મનજીભાઇ મેવાસી;

દયાનંદ કે રામ ભજ્યા વિણ, જગમાં થાશે હાંસી. ૨૦
માન મનનું મેલી દેતું, બુદ્ધિ કર તું ઝીણી;
દયાનંદ કે મેરમ મોતી, વિગતે લેજો વીણી. ૨૧
ગોતી લેજે ગુરૂ ગમથી, હરજી હેત કરીને;
દયાનંદ કે જમદુતનો, આંટો ન હોય ફરીને. ૨૨
માન તજોને મનને મારી, ત્રષ્ના કાઢો ટાળી;
દયાનંદ કે બ્રહ્મ અગ્નિમાં, બિજક નાંખોબાળી. ૨૩
આ સંસાર સ્વપ્નાની બાજી, આશા મેલો અળગી;
દયાનંદ કે દેહ મસાણે, એક દિન જાશે સળગી. ૨૪
હવે કહુ છું હિંમત કરીને, આવો હરિને શરણ;
દયાનંદ કે ભક્તિ કરતાં, ન હોય જનમને મરણ. ૨૫
ભકિત કરજો સાચામનથી, કૂડ કપટને વારી;
દયાનંદ કેરામ ભજનમાં, હુંપદ મેલો હારી. ૨૬
હાર્યા સો હરિથી મળ્યા, સંત સનેહી જાણી;
દયાનંદ ભવસાગરમાંહિં, નિરખો નામ નિશાણી. ૨૭
શિલ સંતોષને જ્ઞાન વૈરાગે, મનને રાખો બાંધી;
દયાનંદ કે અંતર ખોજો સુરત શબદ શું સાંધી. ૨૮
સાધન સાધો સનમુખ રેજો, ખેલ જાજો ખાટી;
દયાનંદ કે જો ભૂલ્યા તો, મનખો થાશે માટી. ૨૯
મનુષ્ય દેહનો મોટો મહિમા, વેદ પુરાણ વખાણે;
દયાનંદ કે હરિ ભજવાનું, કોઈક ઝવેરી જાણે. ૩૦

જાણે તેને જડતું આવે, મૂરખમાંહિ અથડાશે;
દયાનંદ કે ગુરૂ વિનાના, ગાફલ ગોથાં ખાશે. ૩૧
માટે સંત સમાગમ કરજો, આતમ લેજો ગોતી;
દયાનંદ કે ચડો તખતપર, જ્યાં છે જલમલ જોતી. ૩૨
જ્યોતિ જાગે તિમિર ભાગે, અનભે ઉગે ભાણ;
દયાનંદ કે તરવેણિમાં, નિત્ય ગુડે નિશાણ. ૩૩
નરભે નિશાણ વાગીયાં, ભાગી સઘળી ભૂખ.
દયાનંદકે સો નામમાહિં, કદિન હોવે દુઃખ. ૩૪
દુઃખ ગયું ડગમગ મટી, ભાંગી મનની ભ્રાંત;
દયાનંદ તબ જાનીયે, ગઇ અંધારી રાત. ૩૫
સૂરજ ઉગ્યા શુનમાં, ને જ્યાં અટપટા ખેલ;
દયાનંદ કોઇ લાલહે, સોપાવે રંગરેલ. ૩૬
રંગ ચડે રાતા રહે, સોહે વરલા સંત;
દયાનંદ નિરખી રહ્યા, નિતનિત આતમ તંત. ૩૭
તંત તમાસા ગેબકા, ગોતે ગોતણહાર;
દયાનંદ નિરખી રહ્યા, જલમલ નુર અપાર. ૩૮
નુર સમાણું નુરમાં, આતમ થઇ એકતાર;
દયાનંદ વા હંસકું, બેર બેર બલહાર. ૩૯
હંસ. ચડે અસમાનકું, અધરધરા અસ્થાન;
દયાનંદ એહંસકું, મેં જાઉં કુરબાન. ૪૦
હંસ હરિ દો એકહે, હંસ હરિકેમાંઇ;
દયાનંદ પરખીલીયે, સોહંગહં સકીછાંઇ; ૪૧

છાયામાયા પુરૂષકી, વા કુદરતકા ખેલ;
દયાનંદ નિજનામસે, શુર ચડે સઉપેલ. ૪૨
શુરા શિલ સમશેરથી, ધડવિણુ માંડેપાવ;
દયાનંદ પાછા ના હટે, સનમુખ લેવે દાવ. ૪૩
મરજીવા મેદાનમાં, ઓડી ઊભા શિશ;
દયાનંદ વા સંતકી, સાહે રહે જુગદિશ. ૪૪
સદાસનેહી સંતકા, આતમજ્ઞાની અનુપ;
દયાનંદ દિલ ખોજકે, નિત નિરખે નિજરૂપ. ૪૫
નિજરૂપમાં નરભે કીધું, લીધું નામ અનામી;
દયાનંદ સમજી રહ્યા, અંતર હોઇ આરામી. ૪૬
આરામેં અંતર ઠર્યું, પાયા પરમાનંદ;
દયાનંદ દલ પરખીયા, પૂરણ સુખકે કંદ. ૪૭
સુખ અખંડી નામમેં, સાધુ રહે ગરક;
દયાનંદ નિજરૂપસેં, કદિ ન આવે ફરક. ૪૮
જ્યાં દેખે ત્યાં આતમા, અવર ન દેખે કોય;
દયાનંદ અરૂપમાં, સદા હજુરી હોય. ૪૯
ચિંતામણી ચિંતવન કરે; ગુરૂ ગમ કરે વિચાર;
દયાનંદ એ હંસકું, મેં વારી લખવાર. ૫૦
ચિંતામણી ચિંતવન કરે, અંતર ધારે પ્રેમ;
દયાનંદ સો દાસ પર, સદા રામની રેમ. ૫૧
ચિંતામણી સુખ રૂપ છે, મંગળ પ્રદ અત્રહાર;
દયાનંદ રટતે રહો, તો સેજેં હોય ભવપાર. ૫૨

॥ બોધ બાવની સંપૂર્ણ ॥

॥ ૐ ॥

# ॥ અથશ્રી પંચઆરતિ ॥

॥ ચોપાઇ ॥

ૐ પ્રથમ આરતિ ગુરૂ પુર્ણાનંદ;
જીનસમજે ભવ છુટે ફંદ.
સેવક સેવ ધરે મનમાંય;
પ્રથમ આરતિ પૂરી થાય.

ૐ બીજીઆરતિ શક્તિ અરૂઇશ;
પ્રગટ પસારો હુવો અવનિશ.
જીવ ઇશકો ભેદ નશાય;
સેજે આરતિ દૂજી થાય.

ૐ ત્રીજીઆરતિ ત્રિગુણાતાર;
ઇન સરવે મેં આદ ઓંકાર,
તિન ગુણ તિન તાપ નિવાર;
ત્રીજી આરતિ હુઇ નિરધાર.

ૐ ચોથી આરતિ ચારૂં વેદ,
જીન સમજે ભવ છૂટે ખેદ.
મહાવા યકકો જાણે ભેદ,
ચોથી આરતિ ચારૂં વેદ.

ૐ પાંચમી આરતિ પંચજ દેવ,
સર્વ મળીને કીજે સેવ.
અખંડ ઇશકા જાણે ભેવ,
પાંચમી આરતિ પંચજ દેવ.

પ્રેમ પુષ્પ ઔર ચંદન શિલ,
ધૂપ ધ્યાન અરૂ આત્મ અલિલ.
ભાવ ભરોંસે હુઇ દિપમાળ,
નાદ નિરંતર નાદ રસાળ.

પંચ આરતિ પ્રેમેં ગાય,
બ્રહ્માનંદ ગુરૂસદા સહાય.
દાસ દયા દિલ ભીતર દેવ,
સદા કરૂં ચરણનકી સેવ.

॥ પંચ આરતિ સંપૂર્ણ ॥



# ।। અથ જુગલ આરતિ ।।

ૐ જે હરિહરદેવા સ્વામી જે હરિહર દેવા.

યુગલ રૂપ સુખ સાગર (૨) ભંજન ભવભેવા. ૐ જે૦ ટેક:

શ્રીપતિ સુંદર મુરત મનહર,

સુરતિ સુખકારી, વિ॰નુ સુરતિ સુખકારી

ભસ્મિ અંગ અનોપમ (૨)

ભોયંગ ભૂષણ ધારી ૐ જે૦ ૧

ક્રિટ મુગટ મકરા કૃત કુંડલ.

પિત વસન અંગે, વિ॰નુપિત વસન અંગે.

વાઘાં બર ખાખાં બર (૨)

શિરજટા રંગે. ૐ જે૦ ૨

ગદા પદ્મ વિ॰નુ કરસો હે.

શંખ ચક્રધારી, વિ॰નુ શંખ ચક્રધારી.

ત્રિશુલ ડમરૂ સદાશિવ(૨)

ચંગ ડાક ભારી. ૐ જે૦ ૩

ગરૂડા રૂઢ ગોવિદ મુખ કોમળ,

નિલશામ કાવે, વિ॰નુ નિલશામ કાવે

વૃષભા રૂઢ ગવર મુખ (૨)

મોરે મન ભાવે. ૐ જે૦ ૪

યુગલ રૂપ અરૂપ અનોપમ.

પાર બ્રહ્મ પોતે, હરિહર પાર બ્રહ્મ પોતે

દયાનંદ અખંડ એક (૨)

વેદ પુરાણ જોતે. ૐ જે૦ ૫

ૐ જે હરિહર દેવા સ્વામિ જે હરિહર દેવા,

યુગલ રૂપ સુખ સાગર (૨) ભંજન ભવભેવા.

॥ જુગલ આરતિ સંપૂર્ણ ॥



## ॥ અથ ગુરૂ પ્રાર્થનાની આરતિ ॥

ૐ અજ અવિનાશી, વિભુ વિલાશી,
જન સુખ રાશી, ગુરૂ દેવહરિ.

જે અધમ આરામી, અખંડ અકામી,
અમર અનામી, ગુરૂ દેવહરિ.

જે ગોકુળ ગોવિંદા, શુભ સુખ કંદા,
અનંત આનંદા, ગુરૂ દેવહરિ.

જે દેવ દયાળા, સુભગ સુપાળા,
વિશ્વ વિશાળા, ગુરૂ દેવહરિ.

જેદત્તજી અનુપા, ત્રિગુણ ત્રિરૂપા,
ત્રિભુવન ભુપા, જે ગુરૂ દેવહરિ.

જે ગોરખ ગોપાળા, અવિત્રિ અકાળા,
બહુનામી બાળા, જે ગુરૂ દેવહરિ.

જે અધમ ઓધારણ, ભવકુપ તારણ,
કષ્ટ નિવારણ, ગુરૂ દેવહરિ.

જે કરૂણા કરણં, આરત હરણં,
ધિરજ ધરણં, ગુરૂ દેવહરિ.

જે અંતર જામિ, સબકે સ્વામિ,
દયાને આરામિ. ગુરૂ દેવહરિ.

## ॥ આરતિ બીજી ॥

જે ગુરૂદેવા જે ગુરૂ દેવ. સદા ચરન સંતનકી સેવ ૧
જે ગુરૂદેવા જે ગુરૂ ઇશ, બાંહ્ય ગૃહે પ્રભુ તુમ જુગદિશ. ૨
જે ગુરૂદેવા જે અવિનાશ, ભવ બંધનકો ટાળો ત્રાસ. ૩
જે ગુરૂદેવા જે ગુરૂશ્યામ, સદાકરો અંતર આરામ. ૪
જે ગુરૂદેવા જે ગુરૂનાથ, બ્રહ્દ સંભાળી લીજે સાથ. ૫
જે ગુરૂદેવા જે ગોપાળ, આદ અંત ગુરૂ તુમ રખવાળ. ૬
જે ગુરૂદેવા જે ભગવાન, સદા ભક્તિ અંતર કો ધ્યાન. ૭
જે ગુરૂદેવા જે સુખકંદ, અખંડ ઇશ ગુરૂ બ્રહ્માનંદ. ૮
સોઇ ચરણ ઇચ્છું મનમાંય. દાસ દયાની કરો સહાય. ૯

॥ શ્રી ગુરૂ પ્રાર્થનાની આરતિ સંપૂર્ણ ॥



## ।। મંગળા સ્તુતિ ।। ભયે પ્રગટ કૃપાલા —એ છંદ

ૐ જય જગ તારણ, કષ્ટ નિવારણ,
ટારન ભવદુઃખ ભેષા;
જય અધમ ઓધારણ, પાર ઉતારણ,
જારન કર્મ કલેષા. ૧
જય પતિત પાવન, અત્રહિનશાવન,
ગાવન ગુણ ગણેશા,
જય સંત સુહાવન, શુભ સુખ લાવન,
ધાવન ધર્મ મહેશા. ૨
જય જય સુખ આગર, કરૂણા સાગર,
નાગર અવધ નરેશા;
જય પ્રેમ ઉજાગર, ભક્ત સુધાકર,
વંદત દેવ મુનેશા. ૩
જય સબ ઘંટવાસી, વ્યાપક વિલાસી,
રાચી સુજન શુરેશા;
જય શ્રી અવિનાશી, મોક્ષ પ્રદાસી,
દયાનંદ લવલેશા. ૪

દોહા

જય કૃપાળ કરૂણાનિધી, રક્ષરક્ષ રઘુવીર;
દયાનંદ સો ઉરચહે, મુર્તિ મનોહર ધીર. ૧

સિયાવરરામચંદ્રકીજે ।। મંગળા સ્તુતિ સંપૂર્ણ ।।

# ॥ અથ કાળ ભેદ ॥

॥ દોહરા ॥

પ્રથમ વંદન પરિબ્રહ્મકું, દ્વિતીય ગુરૂ દેવ;
તૃતિય વંદન ત્રિગુણાત્મક, પ્રગટે શુભ ગુણ ટેવ. ૧

સંત ચરનકી વંદના, કરૂં ઉભય કર જોર,
અર્થ યથારથ આપજો, લઘુ બુદ્ધિ મતિથોર. ૨

નયન પુરૂષ પ્રતિ બિંબયુત, દક્ષિણ નેત્રકે માંય;
જબ સંબંધ નિવૃત ભયો, તબહી રહના નાંય. ૩

નેત્ર પૂરૂષ નિવૃત થયો, રવિશાંત રંગલાલ;
ઉડગણ ચંદ્ર દિશાનભ, તબહી જાન સબકાલ. ૪

પાયુદ્વાર બિન દરદહિં, તજે સંકોચ જેહીવાર;
તબ પૂરૂષ પરમાનીયે, જો કાળ કરે ધમકાર. ૫

કાક ગ્રહસમ દુર્ગંધી, જીસકે મસ્તક હોય;
અવશ્ય કરી યહ દેહકું, કાલ લહેંગા જોય. ૬

જલ આદર્શ ભૂ ઉપરે, છાયા બિંબ દરશાય;
શિશ હીન જબ દેખીએ, તબ કાલ કલેવર ખાય. ૭

અવર પુરૂષકે નેત્રમેં, નયન પુરૂષ જબચીન;
નીચે શિશ પદ ઉપરે, તબજાનો કાલ આધીન. ૮

નેત્ર પીડનસે કિરનસમ, હોત નયન ચમકાર;
જબતે દ્રષ્ટે ના ચઢે, તબી કાલકો માર. ૯

શ્રવણ દ્વારકો બંધકર, સુને પ્રાણકો નાદ;
ધુની શબ્દ નહિં સાંભળે,તબકાળ કરત હે સાદ. ૧૦
નીલ વરણ અગ્નિ લખે, બિન વરખામેં વીજ;
વિદ્યુત વરખે ના લહે. જબી કારકી ખીજ. ૧૧
એક દિના ભોર સાંજકું, મસ્તક ધુમ દેખાય;
કાળ નગારાં વાગીયાં, નિશ્ચય કરો મનમાંય. ૧૨
શિર ધુમ દિન પંચલગ, વરસ તીનમાં કાળ;
ચાર યુગલતીન એકમાં, જમ કરે જંજાળ. ૧૩
શ્રવણ ધુનીનહિં સાંભળે, નહિં પ્રાણમેં નાદ;
એક વરસ અવધિ થકી. ફેરકાળ કરેગો યાદ.૧૪
પુષ્ટ હોયસો કૃશ બને. કૃશ પુષ્ટ પરમાન;
બિન કારન વરસ એકમાં, કાલ ભૂલાવે ભાન. ૧૫
સ્વભાવ શાન્ત ક્રોધી ભયો, ક્રોધી શાંત સ્વભાવ;
તબ નિશ્ચે કર માનવો, આયો કાલકો દાવ. ૧૬
ક્ષુધા પિપાસાં મૂત્ર મલ, એક સમે દોઉજાય;
અવધિ વરસાં એકમાં, કાલ ધમાકા થાય. ૧૭
વૃક્ષ અગ્રહ ગાંધર્વ ગૃહ, વપુ નિરખે પિત શામ;
સો પુરૂષ માસ બારમેં, પોતે કાળકે ધામ. ૧૮
ગીધ કાક ગોમાયાદી, ખર ઉષ્ટ અરૂ બેલ;
સ્વપ્નામાં ગૃહી ખાત હે, તાપે કાળકો ખેલ. ૧૯
ઉડુગણ ધ્રુવ અરૂંધતિ, જબ નજરે નવ થાય;
દ્રષ્ટ હિન જબ જાનકે, કાળ હલુંબા ખાય. ૨૦

## ॥ અથષષ્ઠ માસના ॥

### દોહરા

શ્વેત વસન પિત્તશ્યામસમ, દ્રષ્ટિ બહલ દરશાય;
ખરૂં ખટ માસે જાણવું, નિમિત્ત કાળ લઈ જાય. ૧
આહિત ઇન્દુ અધપતન, ભૂ પદાર્થ નભ હોય;
એસી દ્રષ્ટિ જબ ભઇ, તબ કાળ ખટ માસે જોય. ૨
ઓષ્ટ તાલુદો શુષ્ક હે, શરિર ચક્રકી નાંઈ;
સ્થિરકું અસ્થિર અસ્થિર સ્થિર, દરસે કાળ ખટમાંઇ. ૩
ઘંટ નાદ નહિં સાંભળે, ભૂખંડિત પદ ચીન;
તબ ખટ માસે જાણવું, કાળ લહે લવલીન. ૪

### ॥ ત્રણ માસના દોહરા ॥

નેત્ર પુરૂષ ખદ્યોતસમ, બિન કારણ ચમકાર;
તબતો તીનું માસમેં, કાળ કરે ચમકાર. ૧
ઇંદ્રિ નેત્રાદિ સબે, ગૃહણ કરે નિજ કાજ;
સો યથાર્થ નવગૃહે, તોબી કાળ ઇલાજ. ૨

### ॥ એક માસના દોહરા ॥

દેવ સર્વ અદ્રષ્ટ હે, પ્રત્યક્ષ હેનાં કોય;
દ્રષ્ટ હોઇ બાતાં કરે, એક માસ મૃત્યુ હોય; ૧
મસ્તક અગ્નિ જો ચલે, બિન કારણ દિનરેન;
સોબી એકી માસમેં, કાળ કરે સુખ ચેન. ૨
દિવસ ઉલ્કાપાતમેં, રાત્રિ ધનુષ દરશાય;
કોરે નભ વિદ્યુત લહે, એકી માસે મરજાય. ૩

કાક મયુર ઓર હંસકો, મૈથુન દેખે કોય;
અવશ્ય કરી એક માસમેં; આયુષ્ય નાંખે ખોય. ૪
ભોજન રૂક્ષ ક્ષિર સમ, ક્ષિર સમ લાગે રૂખ;
ઉષ્ણ શિતલ શિતલ ઉષ્ણ, વાંકું કાળકો દુઃખ. ૫
અસ્નાન સમે જળ ઝીલતાં, પાદ હૃદય સુકાય;
તબતો એકી માસમેં, મૃત્યુમો આગે થાય, ૬

॥ અર્ધ માસના દોહરા ॥

ભૂમિ છિદ્ર શબ્દ ભયો, શ્રવણ કરે નિજ કાન;
અર્ધ માસ અવધિ થકી, ફેર કાળ પરમાન. ૧
ચંદ્ર વસુ શિતલ રવિ, મુખ રકત દરશાય;
તબતો આધે માસમેં, જમ દુવારે જાય. ૨
રસના અગ્નિ સમલખે, કર્ણ અશ્વકી નાંઇ;
તાલુ નાભિ કંપે હૃદય, મર્ણ પખવાડીયામાંઇ. ૩

॥ સાત દિવસના દોહરા ॥

જીસ પુરૂષકે શરિરમેં, અગ્નિ ઝાળ પ્રકાશ;
સપ્ત દિવસ યહી બાતમેં, કાળ કરેગો નાશ. ૧
સપ્ત રૂષિ આકાશમેં, સુર કેતુ નવ ગૃહ;
તીન કુંજો દેખે નહિં, સપ્ત દિવસ રિપુદહ. ૨
રસના નાસિકા નવ લહે, કીયો કાર્ય વિસરંત;
શરિર ઉષ્ણ શિતલ રહે, જમહી હાથ કરંત. ૩
નયન વિકસે અતિકરી, શ્રવણ ન લભે સ્થિર,
વક્ર નાસિકા મલિન મુખ, સપ્તમેં કાળ જંજીર. ૪

પૂર્વ રવિ પશ્ચિમ બિમ્બ, નરકું નિશ્ચે થાય;
જબ પૂરવ છાયા લહે, તબહી કાળ પરલાય. ૫
ભોજન ખાત ભોજન સમે, ત્રિયા અપૂર્વ ગૃહીખાય,
એસી દ્રષ્ટિ જબ પરે, તીસહી દિન મરજાય. ૬
મૈખા વૃષભ આરૂઢત્વે, ખુલા કેશ કરદંડ,
હસ્ત પાશ રક્ત વરણુ, તબહી કાળ પરચંડ. ૭

॥ ખટ માસ સ્વપ્ના વિશે ॥

॥ દોહરા ॥

સ્વપ્ન સમે નર સ્વપ્નમેં, કૃષ્ણુ દંત વપુ શ્યામ;
અલ્પ કાળમાં અવશ્ય કરી, કાળ ગ્રહે આરામ. ૧
વારાહ મર્કટાદી સબે, શરિર ભક્ષ કર ખાય;
અથવા સ્વપ્ને લે ચલે, તબ ખટ માસે મરજાય. ૨
પિત ભોજન ઉલટી કીયા, મધુ યુક્ત રસ ખાય;
કમળ ભક્ષ સ્વપ્ને લહે, તબ કાળ સલામે જાય. ૩
શ્વેત કમળ સ્વપ્ના વિશે, ધારણુ કંઠકે માંય;
ખર ઉંટ રથ ઉપરે, તબહી કાળ પરલાય. ૪
ધેન શ્યામ કૃષ્ણુ વચ્છ, દક્ષિણુ મેં ઉઠી જાય;
સ્વપ્નામાં જબ દેખીયે, તબ ખટ માસે મરજાય. ૫
રક્ત કમળ શેવાળકી, માળા કંઠકે માંય;
નગ્ન દક્ષિણુમાં ધાવતાં, દેખે સો રહનાં નાંય ૬
ગીધ કાક ભક્ષણુ કરે, દક્ષિણ દિશાકે માંય;
રક્ત વસ્ત્ર સુગંધ સુત્રિય, ક્ષુધાતુર મરજાય. ૭

કરકટ વાહન આપકો, દેખે સ્વપ્ના પૂર;
ખટ માસે તે પુરૂષને, કાળ કરે ચકચૂર. ૮
લોહ દંડ ધારણ કીયો, કૃષ્ણ વર્ણ નર દેખ;
સોબી થોડે કાળમેં, કાળ ધમાકા પેખ. ૯
ત્રિયા શ્યામ સ્વરૂપકી વસ્ત્ર શામ દંત શામ;
સો આલિંગન સ્વપ્ને, લહે તબ ચલે કાળકો કામ. ૧૦
સ્વપ્ના યુગલ પ્રકારકે, દ્રશ્ય અદ્રશ્ય પુનિ હોય;
મિથ્થા દ્રશ્ય અદ્રશ્ય હે. સત્ય સમજવું સોય. ૧૧
પ્રથમ પોર માસ બારમેં. દ્વિતિય પોર ખટ માસ;
તૃતિય તીનું માસમેં. ચતુર્થ માસે નાશ. ૧૨

## કુંડળિયો

કાળભેદ પહેંચાનમેં, સંત બડાહે શુર;
રિપુ શિરપર દેખીકે, પોતે સાંઈ હજુર.
પોતે સાંઇ હજુર નુરભર નિરખે નેડા,
કહા કરેગા કાળ નામકા કિયા નિવેડા.
કહહી દયાનંદ મીટ ગયા મનકા ખેદા;
સંત બડાહે શુર પિછાને કાળકા ભેદા. ૧

॥ કાળ ભેદ સંપૂર્ણ ॥



## ॥ અથ વૈરાટ સ્વરૂપના બારમાસના ફળના કુંડળિયા ॥

### ચૈત્રમાસના

અલ્પ આયુકર લોપસેં, શિરલોપ સિધી જાણ;
એટુક દેખે કષ્ટ અતિ, એક પગ અપયશ હાણ.
એક પગ અપયશહાણ, જટા જો વધતી દેખે;
સબ શત્રુ હોય દૂર છઠે માસ કષ્ટિ પેખે;
કહહી દયાનંદ, સમજ નિવારો દિલખોપ;
શિર લોપ સિધી જાણ, અલ્પ આયુકર લોપ. ૧

### વૈશાક માસના

વૈશાક શિશ ન દેખીયે, મોટી આંખ દેખાય;
તીન વરસમાં મરણ હે, વામેં સંશય નાંય.
વામેં સંશય નાંય, છાંયમેં શસ્ત્રા ભાળે;
પાવે અલોકિકલાભ, દિલભર સુખ નિહાળે.
કહહી દયાનંદ દશન વક્રદરશાય;
મૃત્યુ એકાદશ દિનમેં, મોટી આંખ દેખાય. ૨

### જેઠ માસના કુંડળિયા

હિસે ખૂલ્લું ખડગકર નવિન હોત પાદશાય;
મુંડી સાબિત દેખીયેં, નષ્ટ હોય ખટમાંય.
નષ્ટ હોય ખટ માંય, છાંયમેં શબ્દ સુનાવે;

આર કોસકે માંય, મેહબિન ધળ ઉડાવે.
કહહી દયાનંદ, શિરપર કળશ દરશાય;
દુર હોય સબદુઃખ નવિન હોત પાદશાય. ૩

અશાડ માસના કુંડળિયા

લાલ આપ કરે કોગળા, પીડભીડતે દેશ;
દાંત પતન પગ એકજ્યું, તો મૃત્યુ હે લવલેશ.
તો મૃત્યહે લવલેશ, હાથ દોઉ દીસે નાહીં;
સુરત પડે સબઠોર, ઓર ઉદાસી રહાહીં.
કહહી દયાનંદ, ફુલ વરખા જો હોય;
સુખ મીલે ચહુ ઓર, દેશ પીડ ભીડ કોય. ૪

શ્રાવણ માસના કુંડળિયા

શ્રાવણ કપડાં હાથમેં, વિવન વિદેશે હોય;
ધ્યાન કીજે ન દેખીએં, મૃત્યુ પંચ માસે જોય.
મૃત્યુ પંચ માસે જોય, દો પગ મસળતા લાગે;
રકતપિત જો હોય, લેખ વિધીહુંકા જાગે.
કહહી દયાનંદ, દો પગ દિસે ન કોય;
મૃત્યુ એકવિશમેં દિન, વિવન વિદેશે હોય. ૫

ભાદરવા માસના કુંડળિયા

ભાદુ છાંયા પુરૂષકું. અર્ધ શ્વેત અરૂ શ્યામ;
છાંટ અન શિર ઉપરે, તો પૂરે સચળો કામ.
પૂરે સચળો કામ, શિર પાવક ચનકાર;

દુર્ભિક્ષ હોય તે દેશ, સંશે નહિં લગાર.
કહહી દયાનંદ, પગ હલે તે ઠામ,
સબ કારજ હોય સિદ્ધ, શરિરશ્વેત અરૂશામ. ૬

આસો માસના કુંડળિયા

આસો છાંયા નિલસમ, દીર્ઘરોગી તે જોય;
પિત છાંયા પ્રતિબિમ્બકી, નિશ્ચે મરણા હોય.
નિશ્ચે મરણા હોય, દોય પગ હાથ ન દેખે;
પંચ માસમેં મરણ, યહનિશ્ચે કર લેખ.
કહહી દયાનંદ, છાંયા ન દેખે કોય.
તીન ઘડીમેં કાળ, દીર્ઘ રોગી તે જોય. ૭

કારતક માસના કુંડળિયા

કાર્તિક છાંયા મુખ પશ્ચિમે, આગે વૃક્ષ દેખાય;
નિશ્ચે તીનું દિનમેં, મૃત્યુ અવશ્ય દરશાય.
મૃત્યુ અવશ્ય દરશાય, છાંયા પર વિભુ ફરંત;
ચડે ગગનકું ચંદ, અવનિ મેઘબિન કરંત.
કહહી દયાનંદ, ઉડગણ ચક્રફેરાય;
હોય છત્ર કી હાણ, આગે વૃક્ષ દેખાય. ૮

માગશર માસના કુંડળિયા

પગ દીસે વડના મીલે, ભય ભોયંગસે હોય;
છાંયાપર ચક્ર જોયલે, વરસ દુકાળી જોય.
વરસ દુકાળી જોય, તોયકા છાંટા જબ દેખે;

માસ તીનકે માંય, છત્રબિન રાજા પેખે.
કહહી દયાનંદ, છાંયા પડે જબ સોય;
પંચ માસમેં મરણ, ભય ભોયંગ સેં હોય. ૯

પોષ માસના કુંડળિયા

પોષ છાંયાપર વાદળાં, જળ વરખા દેખાય;
પૃથ્વિ પાણીમાં સમે, જળ બંબોલા થાય.
જળ બંબોળા થાય, છાંય પર અગ્નિ ચાલે;
પાવક જારે દેશ, ઘરોઘર અગ્નિ માલે;
કહહી દયાનંદ, શિરપર પવન ચલાય;
ઉલટ કરે મારૂત, જળ વરખા દેખાય. ૧૦

મહા માસના કુંડળિયા

મહા માસ છાંયાપર. હોય વિજ ચમકાર;
નક્ષત્ર પડતાં જોચલે, મૃત્યુ હોત તત્કાર.
મૃત્યુ હોત તત્કાળ, ધાર નિશ્ચે દિલ દેખી;
માસ મધ્યમ તે જોય, અંતરમાં રાખોલેખી.
કહહી દયાનંદ, શંષે નહિં લગાર;
મહા માસ છાંયાપર, હોય વિજ ચમકાર. ૧૧

ફાગણ માસના કુંડળિયા

છાંયાપર ચંદ સૂરદો, પૂરવકુંચલી જાય;
હિંદુ મુસલમાનમાં. દોનું એકઠા થાય.
દોનું એકઠા થાય, પશ્ચિમ જાતાં જો દીસે;

મરકી દોનું દીન, ઘરો ઘર પીસણ પીસે.
કહહી દયાનંદ, દક્ષિણ જો પલાય;
કાળ પરલો તબ જાન, જબ પૂરવ ચલી જાય. ૧૨

પ્રસ્તાવ કુંડળિયા

દ્વાદશ કુંડળિયા યહ, વાંચે સંત સુજાન,
દેખે ગુરૂગમ સેનસેં, લખે મૃત્યુકી ભાન.
લખે મૃત્યુકી ભાન, આન સબ ગુણ રહાવે;
દેખે અલૌકિક રૂપ, જાય વિરાટ સમાવે.
કહહી દયાનંદ, સકળગુણ દેવે માન;
દ્વાદશ કુંડળિયા યહ, વાંચે સંત સુજાન. ૧

॥ વૈરાટ સ્વરૂપના બારમાસના ફળના કુંડળિયા સંપૂર્ણ ॥



## ॥ અથ સંધ્યા વિનોદ ॥

ૐ પરથમ વંદુ શેષ મહેશા,
શ્રી શારદ ગુરૂદેવ ગણેશા;
વાણિ વિમળ કરો સુખદાની,
પ્રગટે અંતર અનુભવખાની. ૧

વંદું સંત સમાજ સુખદાયા,
ભવ સાગરમાં હોત સહાયા;
હોય કૃપાતો હરિ ગુણગાઉં,
પ્રેમ તત્ત્વ અંતર પરખાઉં. ૨

નામ નિરંતર નરભે નિશાની,
પાઈ પ્રસાદ પૂરન હરખાની;
પાર બ્રહ્મ પરમેશ્વર જાનું,
અબ ગાથાસો અધિક બખાનું. ૩

મર્ણ જન્મ શિર બોજઉઠાઇ,
ભમે જીવ સોભવ ભટકાઇ;
અનિત કર્મ કર આયો પ્રાણી,
ફરે મૂઢ ચોરાશી ખાણી. ૪

જુઠ કપટ ચોરી અરૂ જારી,
હિંસા પાપમાં ભયો ખુવારી;
મદીરાપાન નિંદા ઉર ઠાને,
હરિ ભજન સપને નહિં આને. ૫

પરસુખ દાહ કરે ઉરમાંઇ,
દેખી દુઃખ ઔર મન હરખાઇ;
જીવઘાતમાં ભયે હેરાની,
ભોગે જાઇસો દુખકી ખાની. ૬
પરનારી પરદ્રવ્ય હરનારા,
વિશ્વાસઘાતી કા નહિં નિસ્તારા;
દયા ધર્મ અંતર નહિં ધારે,
લોભ પાપમાં પાવ પસારે. ૭
પરદ્રોહી ઔર આતમઘાતી,
ભોગે નરકસો દિવસરાતી;
ક્રોધ લોભમાં ફરે મદામાતો,
જાય દોજક સોખતા ખાતો. ૮
દીયે માર મુદગળ જમરાઇ,
તબહી પોકારત આરતલાઇ;
અબ અનાથ શરનાગતઆયો,
જન્મ મરનકો ભવદુઃખ ગાયો. ૯
બસો અંતર પ્રભુ અંતર જામી,
અધમ ઓધારણ હો બહુ નામી;
પતિત પાવન પરમ દયાળુ,
દીન દાસપર હોઉ કૃપાળુ. ૧૦
અજામિળ ગુણકા ઓધારી,
બહુનામીની અતિ બલિહારી;

વ્યાધ ગીધ સોઇ નીચ કહાયા,
તીનકું મુક્તિ દીયે રઘુરાયા. ૧૧
ફંદી છોડ પ્રભુ આપ લખાયે,
જુગ જુગમેં પ્રભુ હોત સહાયે;
સો ઇશ્વર કયું ભૂલત ગમારા,
જાકો નામ ભવ ભંજનહારા. ૧૨
અભિમાન અંતરકો છોડી,
રહો હજુરે દોય કરજોડી;
પરમેશ્વર નિજ પ્રેમ આધારા,
ભક્ત સંત હિત ધરે અવતારા. ૧૩
સોઇ વિશ્નુઉર અંતર લીજે,
મુરત મનોહર ચિતમાં લખી જે;
સાધન સહિત શરણ ચિતલાવો,
સુરત શામ સોઇ ઉર લખાવો. ૧૪
ધ્યાન ધારણા ગુરૂગમ ધારે.
સુરત શબ્દકું કરે એકતારે;
ચંદ્ર સૂર્ય એકણ ઘરલાવો,
સુખમણ સેજે તાર મીલાવો. ૧૫
અનહદ ધુરે ઘટમાંઇ,
રણુકારમાં રહો સમાઇ;
હોય લીન મન ઇશ આરાધે,
આસન અડગ ધિરજ કર બાંધે. ૧૬

અનભે અનુભવ નિજપદડેરા,
શમ દમ સાધન કર શમશેરા;
અણિ અગર સુરતિ કર થાના,
એહી વિધ હંસા ગૃહે નિશાના. ૧૭
મેં તું ભાવ અભાવ નસાવે,
પરમ જ્યોતિ પરમાનંદ પાવે;
અમર ધામ જ્યાં હંસકા ધામા,
તહાં ગયે પાયે વિશરામા. ૧૮
ભક્તિ ભાવ સત સંગત લાવે,
સો પ્રાણિઓ દૂર નહિં આવે;
હરિગુરૂ સંતમાં અંતરનાણે,
વેદ વચનકું સત્ય પ્રમાણે. ૧૯
સો જાણે નિજ પદ અબધુતા,
રેણી કરણી કરે મજબુતા;
તન મન ધન હરિ અરપણ કીજે,
કરી વિવેક ગુરૂ શરણે રીજે. ૨૦
સેવા સમરણ ગુરૂ પદ ધારો,
બ્રહ્મ તત્ત્વ નિજરૂપ વિચારો;
અવર દેખો સબ જૂઠ પસારા,
હરિભજ બિન નહિં નિસ્તારા. ૨૧
સુત વિતદારા સતકર માને,
બાંધી મોહ ભૂલ્યો અજ્ઞાને;

મિથ્યા ભેદ દેખો મત કોઈ,
સપને સુખીયો કદી ન હોઇ. ૨૨
મૃગ જળ પાન તૃષા નહિં જાવે,
મુરખ મૃગ ભટકી દુઃખ પાવે;
મરકટ ગુંજા ઢેર બનાઇ,
શઠ માને મોય શિત ગુમાઈ. ૨૩
એસે માત પિતા સુખજાની,
પડે મૂર્ખ ચોરાશી ખાણી;
અબ મન ચેત મુસાફરભાઈ,
સત શબ્દમાં કરો ઓળખાઇ. ૨૪
બુદ્ધિ કરો આતમ પરવેશા,
નિજ સ્વરૂપ લીયો ઉપદેશા;
મહા વાચક નિજ દોરી બાંધો,
અગમ અગોચર સુરતિ સાંધો. ૨૫
અદ્વૈત એક અમળ સુખ દેખો,
સબ ઘટ સાહેબ અપના લેખો;
ગુરૂજ્ઞાન ભક્તિ રસ ભાળો,
સતગુરૂ શબ્દે આપું ટાળો. ૨૬
જીવન મુક્ત પદ સંત પોકારે,
કાળ કર્મ બ્રહ્મ અગ્નિ કરજારે;
સોઇ પુરૂષ જાનો મરજીવા,
જ્ઞાન ઉજાગર પરગટ દિવા. ૨૭

રેણી રંગ ઉર પ્રેમ અપારા,
સોઇ પોચ્યા નિજ દેવા દુવારા;
આવન જાવન મટે અંધેરા,
કાળદુત નહિં આવત નેરા. ૨૮

હું તું ભેદ ભરમના ભાંગી,
શબ્દ સેનમાં સુરતિ લાગી;
ગુડે નાદ સોઇ ગેર ગંભિરા,
પ્રેમ તંતમાં ભયામન થિરા. ૨૯

અબ ગૃહીએ સતગુરૂકી ટેકા,
સાધન સજી નિજ લખો અલેકા;
આપેં આપ લખો અવિનાશી,
સોઇ સ્વરૂપ ભયે સુખરાશી. ૩૦

દોહા

સંજ્યા સમરણ આરતિ, સંત સુખદ મન ભાય;
દયાનંદ બલહારીયાં, પ્રભુ શરણ ચિતલાય. ૧

શબ્દ નિરંતર નાદહે, સુરતિ ભઇ જ્યાં લીન;
દયાનંદ વિરલા લખે, સો આતમ પદ ચીન. ૨

પ્રેમ પુરૂષ પાવે સદા, રામ રસાયણ રંગ;
દયાનંદ સત સંગમાં, નિત હીનાવત ગંગ. ૩

હરિસદા સુખ રૂપ હે, ગુરૂભવ ભંજનહાર;
દયા સંત શિરોમણી, સો તીનું જગ આધાર. ૪

આતમપદ નિજ રૂપ હે, ગુરૂ ખેવટ ભવતાર;
સંત સુરતરૂ સમાન હે, સોઇ મોક્ષ આગાર. ૫

॥ સંધ્યા વિનોદ સંપૂર્ણ ॥

# ॥ અથ કક્કો ॥

## ॥ મંગળ દોહા ॥

શ્રી શારદા ગુણ નાયક, પરમ ગુરૂ પરમેશ;
ઓર દેવ ઉરમાં વસો, બરનું ઉર અવધેશ. ૧

મૂળ અક્ષર કક્કો લખું, હરિરસ હરદા માંય;
ભાવ ધરૂં ભણવા તણો, સંતજન કરો સહાય. ૨

પઢયો ન પિંગળ કાવ્ય કું, નહિ વિદ્યા બળવાન;
હરિગુરૂ સંતની આજ્ઞા, સો અનુગ્રહ અધિકાન. ૩

### ચોપાઇ ॥ क ॥

કક્કા કહું કેશવ કિરતાર,
કાળી મરદન કરૂણાગાર;
કંસ નિકંદન કમળા શામ,
કારણ કરતા પૂરણ કામ. ૧

કમળ નાભ કૃત કર્માઇશ,
કૃત આગમસો શ્રીજુગદિશ;
કુમુદ કુંદ પ્રભુ જગ આધાર,
કક્કા કહું કેશવ કિરતાર. ૨

### ॥ ख ॥

ખખા ખરૂં પરખો નિજનામ,
ખોજી કરો અંતર આરામ;

ખમીયા ખડગ તેકર મોઝાર,
ખાંતે ભક્તિ ખેલો નિરધાર; ૧
ખોટ ખાટયમાં સરખો ભાવ,
ખોજી ખજીના લીજે લાવ;
ખટપટ મેલી ભજો નિષ્કામ,
ખખા ખરૂં પરખો નિજનામ. ૨

॥ ग ॥

ગગા ગાઓ ગોવિંદ ગુણવાન,
જ્ઞાન ઉજાગર ધરી નિજધ્યાન;
ગોવર્ધન ગોપાળ ગુસાંઇ,
તાકો ભજન ધરો ઉરમાંઇ. ૧
ગરજે ગગનમાં નાદ ગંભિર,
શબ્દ ગલોલા મારો તીર;
ગરવા થઇ ગોતો નિરબાન,
ગગા ગાઓ ગોવિંદ ગુણવાન. ૨

॥ घ ॥

ઘઘા ઘટ ઘટ છે ઘન શ્યામ,
ઘુરે નાદ અનહદ આરામ;
ઘુઘર ઘંટ ઘડિયાળે સોર,
ઘનન ઘનન બાજે ઘનઘોર. ૧

ધારણ ગયું ને ઘણો પ્રકાશ,
અંતર ભેટયા શ્રી અવિનાશ;
જ્ઞાન ઘેલા પોતા નિજધામ,
ઘઘા ઘટ ઘટ છે ઘન શામ. ૨

॥ ङ ॥

ङ અંગમાં ઈશ્વર ભરપુર.
અંતર ટાળી રહો હજુર;
અનંગ જોરને અળગું મેલ,
અનભે થઈ પામો રંગરેલ, ૧
અંતર જામિ તત્ત્વ સુખરૂપ,
સતગુરૂ શબ્દ તે આપ અનુપ;
અનુભવિયા વિરલા છે સુર,
ङ અંગમાં ઈશ્વર ભરપુર. ૨

॥ च ॥

ચચા ચત્રભુજ સોઇ ભગવાન,
ચંદ્ર વદન શોભત અધિકાન;
ચક્ર શંખ દોય લીયા કરમાંય,
ગદા પદ્મ સો અધિક સોહાય. ૧
ચતુર મુરતિ ચતુર ગતિ લેખ,
સચરા ચર ચતુરાત્મા દેખ;
ચિતમાં લખો નિજ આતમ જાન.
ચચા ચત્રભુજ સોઈ ભગવાન. ૨

॥ छ ॥

છછા છબિલા છે જદુરાય,
છળબળ તજી લખો ચિતમાંય;
છેલ છંદમાં અખંડ કહાય,
છેદન ભેદન દૂર લખાય. ૧

છે પૂરણ બ્રહ્મ પરમ પ્રકાશ,
અછેદ અછોશ તે સો અવિનાશ;
છાડ કરી સમરણ કરભાય,
છછા છબિલા છે જદુરાય. ૨

॥ ज ॥

જજા જગ્ત પ્રભુ જુગદિશ,
તાકું ભજે મન વિશ્વાવિશ;
જન્મ સફળ કરજાનો નિજજ્ઞાન,
જડે અનુભવ સતગુરૂની સાન. ૧

જોગ જુગત જાણો સતસંગ,
જાહેર શબ્દ ગૃહો ઉર અંગ;
જરણા કરી ખોજે ઉર ઇશ,
જજા જગ્ત પ્રભુ જુગદિશ. ૨

॥ झ ॥

ઝઝા જંગ જીતો જમરાય,
આવાગમણનો ભે મટ જાય;

જંજીર શામ દમ પેરો પાવ,
હરિ ભજવાનો લીજે લાવ. ૧
જુઠઝુડ તેને કર જો દુર,
હેતે રહો શ્રી હરિ હજુર;
ઝાંઝવાં સમ જાણો નરકાય,
ઝઝા જંગ જીતો જમરાય. ૨

॥ ટ ॥

ટટા ટેવ પ્રભુ ભજવાધાર,
ભક્તિ કરી નર પોતા પાર;
ટેક ગોરાંની તન મનથી જાણ,
અંતર ભાવ દુજો નહિં આણ. ૧
ટાળો તનમનનો અભિમાન,
ભાવ કરીને ભજો ભગવાન;
ટાળી વાસના થાઓ દુઃખથીપાર,
ટટા ટેવ પ્રભુ ભજવા ધાર. ૨

॥ ઠ ॥

ઠઠા ઠેકાણું ઠરવા તણું,
સંત શરણનનું માતમ ઘણું;
ઠોર ઠોર સંતનકા દાસ,
અનેક ઓધરીયા કરી વિશ્વાસ. ૧
ઠુંઠ ચોર જગ જુઠો દેખ,
અચળ આત્મા અંતર લેખ;

ઠાલી ઠકરાઇ દુઃખ છે ઘણું,
ઠાઠ ઠેકાણું ઠરવા તણું. ૨

॥ ड ॥

ડડા ડહાપણ અળગું મેલ,
આગળ અટપટો છે ખેલ;
ડાહ્યા પુરૂષ તે ડરતા રહે,
એક નિરંતર આતમ લહે. ૧

ડેણ ત્રષ્ના આશા અભિમાન,
નામ નિરભેનાં મારો બાન,
ડેલી દરવાજા તે અવળો ગેલ,
ડડા ડહાપણ અળગું મેલ. ૨

॥ ढ ॥

ઢઢા ઢળો હરિ શરનું માંય,
જનમ મરણ ચોરાશી જાય;
ઢંગ અંગ ભક્તિ રસ ભાળ,
નિરભે થઇ નિજ રૂપ નિહાળ. ૧

ઢોંગ તજી સજો સાધન જ્ઞાન,
પ્રભુ મુરતકો ધરીએ ધ્યાન;
ઢોલ જીતના બજાવો ભાય,
ઢઢા ઢળો હરિશરનું માંય. ૨

॥ ण ॥

ણેણા નેણુ સુફળ કરભાઇ,
રેન અજ્ઞાનની દીયો બહાઈ;
જ્ઞાન ઉજાગર પ્રગટે ભાણુ,
અંતર પદ પામો નિરવાણુ. ૧

રણુકાર નિજ નાદ લખાય,
તામેં ચિતની લયતા થાય;
જળ મળ જ્યોત અખંડ દરશાય,
ણેણા નેણુ સુફળ કરભાય. ૨

॥ त ॥

તતા તારણુહાર અવિનાશ,
તાકો પૂરણ ભયો પ્રકાશ;
તન મન તાર ત્રિવેણી મોઝાર,
ચંદ્ર સુર સુખમણ કો દ્વાર. ૧

તહાં મન હંસા કરો નિવાસ,
તોડો આવાગમણુનો પાસ;
તાણી બાંધો તનકી આશ,
તતા તારણુ હાર અવિનાશ. ૨

॥ थ ॥

થથા થિર કરો મનઠોર,
હરખ શોકનું ટાળો જોર;

થાપ કરો ઉર આતમ જ્ઞાન,
ઉથાપ અવિદ્યા ભજ ભગવાન. ૧

થાણું નરભે ધરો ઉર ધ્યાન,
પ્રેમ પ્રિતનાં બાધો નિશાન;
કામ ક્રોધનું ટાળો જોર,
થથા થિર કરો મન ઠોર. ૨

॥ દ ॥

દદા દામોદર ભગવાન,
ધરોધ્યાન પ્રભુ થાય કલ્યાન;
દયા દીનપર લાવો હેત,
દિલમાં સમજી તજો ફજેત. ૧

દુઃખ ભંજન પ્રભુ આપ લખાય,
જાય શરન તો મટે બલાય;
દુબજા કાઢી તજો અજ્ઞાન,
દદા દામોદર ભગવાન. ૨

॥ ધ ॥

ધધા ધર્મ ધણી શિરધાર,
નડે નહિં કોઈ ભવ સંસાર;
ધારણ બાંધો નિરભે નામ,
ધ્યાન ધરિ પામો નિજધામ. ૧

ધોખો ટાળો જમરાજા તણો,
અભય થઇ ને આતમ ભણો;
ધિરજ ધરી મન બુદ્ધિ મોર,
ધધા ધર્મ ધણી શિરધાર. ૨

॥ न ॥

નના નામ નારાયણ બોલ,
કેશવ સાથે કરો મન કોલ;
નિરખી નિરંજન રાખો પ્રિત,
નિરભે હરિ ભજવાની રીત. ૧
નિતી રાખો નિજનામજ તણી,
અંત સમયમાં એ છે ધણી;
નકી કહું બજાવી ઢોલ,
નના નામ નારાયણ બોલ. ૨

॥ प ॥

પપા પારબ્રહ્મ પહિચાન,
પરમ પુરૂષ પામો નિરબાન;
પરમેશ્વર પૃથ્વિના ઇશ,
પાપ પુન્ય લેખાં લે જુગદીશ. ૧
પ્રેમ કરીને પડજો પાય,
અઘ અનંત તે માફી થાય;
પરખો તનમન વારી પ્રાન,
પપા પાર બ્રહ્મ પહિચાન. ૨

॥ फ ॥

ફફા ફોગટની મેલો આશ,
ફાંફાં મારે થાય વણાશ;
ફજેત મળવું માયાને સંગ,
હરિભજનનો ચડે ન રંગ. ૧

ફરી ફરી ભવસાગરમાંય,
ગયો ચોરાશી બોજ ઉઠાય;
અબ સાધન કર થા હરિદાસ,
ફફા ફોગટની મેલો આશ. ૨

॥ ब ॥

બબા બહુનામીની બલિહાર,
બાનુ જાણો સોઇ કરશે પાર;
બરદ પોતાનું ભક્તને કાજ,
જુગજુગમાં પ્રભુ રાખે લાજ. ૧

બહુ ઓધાર્યા અધમ જગમાંય.
વેદ પુરાણમાં ગુણ ગવાય;
બરનું તાકો મહિમા અપાર.
બબા બહુનામીની બલિહાર, ૨

॥ भ ॥

ભભા ભક્તિ આધિનભગવાન,
ભુધર ભવતારન પ્રભુજાન;

ભૂરી ભાગ્ય પ્રગટે જેહી ઠામ.
તબ પામે સો આતમરામ. ૧
ભાવ ભરોંસા લખો ઘટમાંય,
વિભુવ્યાપ સો દશા કહાય;
ભરી સ્નેહ ભજકૃપાનિધાન,
ભભાભક્તિ આધિન ભગવાન. ૨

॥ म ॥

મમા મોહ મદ તજો ગમાર.
માન ગુમાનને રાખો ઠાર;
મોર તોર માયાનો બોજ,
જાણે સઘળી જમની ફોજ. ૧
મદન મોહનનું ધરજો ધ્યાન.
મરજીવા થઇ પામો નિરબાન;
શિલ સંતોષ ધ્યો હ્રદય મોઝાર,
મમા મોહ મદ તજો ગમાર. ૨

॥ य ॥

યયા અજગર તણી ગત જાણુ,
ગૃહી ભરોંસો મન સંતોષ આણુ;
વિશ્વભર પોષણ કરનાર,
રાખી ભરોંસો ભજકિરતાર. ૧
અંતર અવધિ જાણો પ્રેમ,
અવિનાશીને ઓળખો એમ;

અનુભવ અનભેપદ નિર્વાણુ,
યયા અજગર તણીગત જાણુ. ૨

॥ ર ॥

રરા રામ રટણ રણુંકાર.
નુરત સુરત કરો એકતાર;
સુખમ સેજ અનહદકી ઠોર,
શંખનાદ જ્યાં ભયે ઘનઘોર. ૧

રાજીવ નયન મનોહરશામ,
સોઇ મુરતમાં પામો વિશ્રામ;
ત્રિવિધ તાપના ટળે વિકાર,
રરા રામ રટણ રણુંકાર, ૨

॥ લ ॥

લલા લખો અલખ અવિનાશ,
લક્ષ્મિ વર સો પરમ પ્રકાશ;
તેનું ધરજો અંતરમાં ધ્યાન,
ભાવ પ્રેમની ભરજો ખાન. ૧

લાલચ લાલની લીયો ઓળખાણુ,
મટી જાય મનની તાણોવાણુ,
અંતર અવિનાશીની આશ,
લલા લખો અલખ અવિનાશ, ૨

॥ व ॥

વવા વિરલા વખાણે છે ભેદ,
જેને નિશદિન ગાવે વેદ;
વિષમ વાટને ઓઘટઘાટ,
મરજીવા સોઇ પાવે વૈરાટ. ૧

વસ્તુ તત્ત્વ છે પરાથીપાર,
શબ્દ સુરત રેણીનોદ્ધાર;
કરે વિશ્વાસ ટળે ભવ ખેદ,
વવા વિરલા વખાણે ભેદ. ૨

॥ श ॥

શશા સારંગધર રઘુવિર.
કાળ કર્મનાં કાટે જંજીર;
સનમુખ રાખો સિયાપતિરામ,
સોઈ પાવે પૂરણ સુખધામ. ૧

સેજે સમરો ટાળો મન ભેદ,
જ્ઞાન ગગનમાં ખેલો ગેંદ;
સોહં સમરણથી પાવોધીર.
શશા સારંગધર રઘુવિર. ૨

॥ ष ॥

ષષા શેષ શાઈ ભગવાન,
ચરણ પલોટેરમા ગુણજાન;

શિવ વિરંચી જાકા ગુણ ગાય,
શાસ્ત્ર વેદ પુરાણે લખાય. ૧

સો સાધન કર સમજો ભાઈ,
મળે મુક્તિ સો સંષે નાઇ;
સજી સાજ તજો અભિમાન,
ષષા શેષ શાઇ ભગવાન. ૨

॥ स ॥

સસા સંત સમાગમ સુખરૂપ,
સમજે કોઈ મુનીવર ભુપ;
સ્મરણ જ્ઞાન ધ્યાન ઉરધાર,
સાધન સેવાથી ઉતરો પાર. ૧

સોહંગ નામ નિરભેકર દેખ,
સ્વરૂપ નિજ અનભેઉર લેખ:
શમ દમ અંતરલખો અનુપ.
સસા સંત સમાગમ સુખરૂપ. ૨

॥ ह ॥

હહા હરદમ હરદા માંય,
હેરો હરિવર ઉર હરખાય;
હરિજન હેતથી લખે અજીત,
ભાવે ભેટા તુરીયા તીત. ૧

હરખ શોકની ફાંસી ટાળ,
ઇર્ષા નિંદા સો જ્ઞાને ગાળ;
હિંમત કરી શુરા નર થાઇ,
હહા હરદમ હરદામાંઇ. ૨

॥ ળ ॥

ળળા લળી લળી લાગું પાય,
તેને સાધન સેજે થાય;
લીલા નિરખે તે સુંદર શામ,
થઇ કૃતારથ પોતાધામ. ૧

લળકે ઝળકે અનોપમ ઇશ.
જન અવગુનસો કરે બક્ષિસ;
લેર લગનમાં આનંદ પમાય,
ળળા લળી લળી લાગું પાય. ૨

॥ ક્ષ ॥

ક્ષંક્ષા ક્ષય કરો ભવ રોગ,
હરિભજનનો લાવો જોગ;
ક્ષમા ખડગ લઇ ખેલો ખેલ,
કામ ક્રોધ મદ અળગા મેલ. ૧

ક્ષણ ક્ષણ પ્રભુને સમરો ભાઇ
તો કારજ સુખ સેજે થાઇ;
નિરભે થઇ તજો સંસારી ભોગ,
ક્ષક્ષા ક્ષય કરો ભવરોગ. ૨

॥ જ્ઞ ॥

જ્ઞ અક્ષર તે જ્ઞાનનું મૂળ,
અજ્ઞાન અંતરનું કાઢે શુળ;
જ્ઞેય પ્રભુ સો જ્ઞાન આકાર,
ગુરૂગમથી પામો નરપાર. ૧

જ્ઞાતા જ્ઞાન કહીએ ત્રીજું જ્ઞેય,
ટળે ત્રિપુટી ધ્યાતાને ધ્યેય;
ગતિ ગગનમાં કરો અનુકુળ,
જ્ઞેય અક્ષર તે જ્ઞાનનું મુળ. ૨

દોહરા

પ્રભુ પ્રતાપ કક્કા લખ્યા, સંતજન કરો સ્વિકાર,
ભૂલ સુધારી વાંચીએ, દયાનંદ બલિહાર. ૧

સંજ્યા સમરણ જોકરે, નિશદિન ધરે ઉરભાવ;
દયાનંદ સોઇ શુરમાં ગ્રહે નામકો નાવ. ૨

પ્રાત પઢે નિત્ય પ્રેમથી, અનુભવ હોય અભંગ;
દયાનંદ ભાવે ભણો, ચડે સત ગુરૂકો રંગ. ૩

ભૂલ ચુક સુધારીયે, મનભર કરી વિચાર;
દયાનંદ વા સંતકી મહિમા અપરંપાર. ૪

॥ કક્કા સંપૂર્ણ ॥

---

॥ ॐ ॥

# ॥ અથશ્રી ભજનવિલાસ પ્રારંભ ॥

## ભજન શબ્દ

અબધુ અન ઘડ કોન અનુમાની રેજી
દિલભર સમજ કરો પહેંચાની. અબધુ. ટેક

કહો નિજાતમ રૂપ નામકો, કોન કહો નિશાની રેજી;
સો અનુભવ મોહે આપ બતાવો,
જોહે અકથ કહાની; અબધુ.

મન પવન દો કીન ઘર ઉઠે,
સો કહાં જાય ઠેરાની રેજી;
ઇશારે આગે કહી બતાવો,
જોગી જુગત જગાની અબધુ.

મૂળ શબ્દકા કીજે નિવેડા,
બિંદુ નાદ બખાની રેજી;
સો કીન દ્વારે જાય સમાના,
ભેદ કહો નિજજ્ઞાની અબધુ.

જીવ ઇશ્વર દો ભાવ અનાદિ,
ભરમેં હોત ભૂલાની રેજી
રૂપ જુજવાં કહી સમજાવો,
અટલ દેવ ગુલતાની અબધુ.

કોન દોરને કહા નિશાના,
કીસ વિધ સુરત ચલાના રેજી;
કોન તંતમાં તાર લગાના,
કેસેં નાદ ગુડાની અબધુ.

સન્મુખ આવો ભેદ બતાવો,
તુમહો સુખકે દાની રેજી;
દાસ દયો બ્રહ્મ ભાવ ભરોંસેં,
નિશદિન રહું નિજ ધ્યાની અબધુ.

ભજન શબ્દ.

અબધુ ઇસિ બીધ ગોરખ ગાઉં રેજી;
દિલભર હરદમ સેન લગાઉં અબધું. ટેક
વાચ અવાચે અણઘડ દેખ્યા,
અનિર વચન ઉરલા ઉરેજી,
અકથ કથું કથણી સેંપારા,
શબ્દે સાજ સમાઉં અબધુ.
બેહદ બોલું હદકે માંહી,
તંતે તાર રમાઉં રેજી;
દોઈ દલોકે આગે જાઇ,
ગડહડ નાદ ગુડાઉં અબધુ.
અજ ગેબી અમર અવિનાશી.
સેંજે સુરત ચડાઉં રેજી;

અર્ધ ઉર્ધ બિચ અનભે દેખ્યા,
તેજ નુર નરખાઉં                    અબધુ.

દેખ્યા અણ દેખ્યા દલકે માંહી,
ફીનકું જાય સુનાઉં રેજી;
કથ્યો કહ્યા કછું કેણી નાવે.
સમજી ચિત ઠેરાઉં                    અબધુ.

સતગુરૂ ભેદ દિયા આતનકા,
જુગતે જોગ જમાઉં રેજી;
દયાનંદ મન હુવા સંન્યાસી,
અબ નહિં આવું જાઉં                    અબધું.

ભજન શબ્દ.

અબધુ કોન ભેદસેં ન્યારા રેજી;
સબઘટ સોજ કરો વિચારા          અબધુ. ટેક

દેહ પ્રાણ મનધરે જગતકું,
ઉનસેં સકળ પસારા રેજી;
બુદ્ધિ ચિત્ત અહંકાર ઇંદ્રિ,
વામેં હે કિરતારા                    અબધુ.

જડ ચૈતન્ય કરતુત કહાની,
ખેલ ખલક નિરધારા રેજી;
એ રચના સબ અણઘડકેરી,
ખોજે ખોજણ હારા                    અબધુ.

પિંડ બ્રંડમાં પૂરા પરખો,
નિરખો નામ નિજારા રેજી;
શબ્દ ચોટ ઓટ ગુરૂગમકી,
દેખી અગમ અપારા અબધુ.
સુરત સેન સુખમ સુર સાંધો,
બાંધો બંધ મૂળ દ્વારારેજી;
અગ્નિ અગર તરવેણી ઘોરે,
હોત નુર ચમકારા અબધુ.
ગડહડ નાદ હુવા ગગનુમેં,
બિન જ્યોતિ ઉજીયારા રેજી;
દયાનંદ બ્રહ્મ ભાવ ભરોંસે,
દિલભર હુવા દિદારા અબધુ.

ભજન શબ્દ

અબધુ સોહંગ સેજ સમાયા,
શબ્દ નાદ સુરતાકા મેળા,
અનહદ શાહેર જમાયા અબધુ. ટેક
અધર ધરામાં અનભે આસન
સુરતા નાદ લખાયા;
અલક નુરિજન રમે એકલા,
સતગુરૂ સેન મિલાયા અબધુ.
દિવસ રેન ચંદ નહિ સુરા.
પુરૂષ વામ નહિં જાયા;

અનઘડ અટલ અમર અસ્થાના,
ભાવા ભાવ હરાયા                    અબધુ.
તેજ તખ્ત ચૈતન અવિનાશી,
શબ્દ સેન પરચાયા;
જીવ ઇશિકા ટળ્યા અંધેરા,
ભાવ પ્રેમ પદ પાયા                    અબધુ.
અબ ના ડરૂં ફરૂં નવ ખંડા,
ગેબી નાદ ગુડાયા;
ચાંદ સુર દો અંત નિવેડા,
અનહદ ધુન સુનાયા                    અબધુ.
સતગુરૂ સેવા સંત સમાગમ,
નામ નિશાન ભણાયા,
દયાનંદ મન ભયા આનંદા,
ભવજળ ખેદ મીટાયા                    અબધુ.

ભજન શબ્દ

અબધુ ખેલ ગયો સબખાલી,
જબ ભૂલ્યો તું નામ હરિકો,
વૃતિ વિષય રસ વાળી                    અબધુ.
સમજ્યો નહિં તું સાન શબદરી,
ફોગી ઠકરાઈ ઠાલી;
નામ નિરંતર નરભે ન પાયા,
બેઠા નાડું ઝાલી                    અબધુ.

મત પંથને થાપ ઉથાપે,
મુરખ રહ્યો છે માલી;
પરમારથમાં પ્રિત ન કીધી,
પછે ગયો ચોરાશી ચાલી. અબધુ.
મોહમાન અંતરના ખોટા,
ભરે પાપની પાલી;
કરણી હિણ કરમરા કાચા,
બેડા વાંધો ધાલી. અબધુ.
હવે સમજ નર હેત કરીને,
જ્ઞાને રહો મન ગાળી;
દાસ દયો દલ દેખ સાહેબો,
સુરતે શામ સંભાળી અબધુ.

## ભજન શબ્દ

અબધુ સોહંગ નામ સરવંગી.
વાંકું સમજે સંત સુરંગી અબધુ. ટેક
મેં તું તહાં ઓર કછુ નાહીં,
આપે એક અલંગી;
પુરૂષ વામસો કહા બતાવું,
દેખ્યા આદ અનંગી અબધુ.
ચંદ સુર ત્યાં કછુ ન હોવે,
રેન દિવસ નહિં સંગી;

ઉલટા હંસ સોહંગ ઘર આયા,
દરસ્યા દેવ દેવંગી                    અબધુ.
મરણ જન્મ દો વા ઘર નાહીં,
હરખ શોક અદંગી;
નેડા દૂર સો કહે કોનકું,
અનભે અટળ અભંગી                    અબધુ.
શબ્દ નાદકા અંત નિવેડા;
સોહંગ સેજ સુરંગી;
દયાનંદ ગુરૂજ્ઞાન પાયકે,
કાટે કાળ ફરંગી                    અબધુ.

ભજન શબ્દ

સંતો મેરા મુજમેં પાયા,
ભેદ અભેદ ભરમના મેટી સચરા ચાર લખાયા.
સંતો ટેક.

ચાર અવસ્થા કોશ પંચમેં,
તુરિયા તીત કહાયા;
પરિ બ્રહ્મ પુરણ પુરૂષોત્તમ,
સોહંગ સેજ સમાયા                    સંતો મેરા.
અલખ અગોચર ગુણાતીતસો,
સદગુરૂ સાન બતાયા;
સાધન સંત સમાગમ શોધી,
ભીતર ભાવ ભરાયા                    સંતો મેરા.

આવણ જાવણ મીટા અંધેરા,
પ્રેમ પુરૂષ પરચાયા;
રેણી કરણિ સત શબ્દમાં,
હરખ શોક હરાયા સંતો મેરા.
સદ્દગુરૂ શબ્દે ભયા સતંતર,
સુખમણ ધ્યાન ધરાયા;
દયાનંદ અબ ભયા નિશંકી,
અનભે ઉર જમાયા સંતો મેરા.

ભજન શબ્દ

અબધુ દેખો તંત તમાસા;
ખબર કરી ખોજો દિલ ભિતર,
હરદમ હોત હુલાસા અબધુ. ટેક
બીના દોર એક નટડી ચાલી,
અગમ દેશ પર કાસા;
રૂપ અરૂપે અણઘડ જોગી,
સેજ સોહંગ ઘરવાસા અબધુ.
જળ મળ નુર નુરતસેં ન્યાળી,
ખેલો ખલક ખુલાસા;
ઈંદુ ભાણ એકણ ઘર આણો,
ઉન મુની ઉલટ ઉજાસા. અબધુ.
ગગન મંડળમાં ગેબી બોલે,
ગડહડ નાદ ગુડાસા;

ઝણુક ઝાલરી નોબત બાજે,
મોરલી સુર ધરાસા. અબધુ.
પ્રમ પ્રતિતેં પુરા પરખ્યા,
હરદમ હેત ભરાસા;
દાસ દયો ગુરૂબ્રહ્મ ભરોંસે,
નિરભે નિજપદ દાસા. અબધુ.

ભજન શબ્દ

અબધુ ઈસિ બીધ જાગ જમાયા,
સતગુરૂ અરસ પરસ દરશાયા. અબધુ. ટેક
સાચ રાચ ગુરૂનેસં પાઇ.
ભીતર ભુવન બનાયા;
અલખ પુરૂષ માંહી આપ બિરાજે,
ગેબી નાદ ગુડાયા. અબધુ.
નુરત સુરતકી ઈંટ બનાઇ,
સુખમણ પાવ ઠેરાયા;
મન તન કસણી ગારો કીનો.
રેણી રંગ લગાયા. અબધુ.
અરગ થાંભલી ઉભી કીની,
આડસર અનભે પાયા;
શિલ સંતોષકી વળીયો નાંખી,
નરભે નળીયાં લાયા. અબધુ.

ઇસ બંગલામાં સાહેબ બેઠા,
સતગુરૂસે ન બતાયા;
દયાનંદ દિલ દરિયા માંહી,
પ્રેમ પ્રતિતેં પાયા. અબધુ.

ભજન શબ્દ

દેખો ભાણે ભરમ મીટાયા,
હરદમ ખલક ખજીના પાયા. દેખો. ટેક
સતગુરૂ મેર હુઇ સતંતર,
ભીતર ભેદ બતાયા;
સંત સમાગમ સેજેં સેવા,
સમજ સમજ હરખાયા. દેખો.
મૂળ શબદમેરમ ઘર સોજા,
અંતર અનુભવ છાંયા;
અજ ગેબી અમર ઉજીયારો,
સમજી સેન લગાયા. દેખો.
મન ક્રમ વચને મોહન મળીયા,
ભક્તિ જ્ઞાન ઉરલાયા;
ભેદ અભેદે નરભે નરખી,
ધરમ ધણી શું ધાયા. દેખો.
શિલ સમરણી પ્રેમ પ્રતિતિ,
ભાવે ભાવ ભરાયા;

ભાણે કે મારે નિજ ભરોંસો.
દયાનંદ લવ લાયા. દેખો.

ભજન શબ્દ

સાધુ મેં હું ખેલ ખેલંદા,
રમું રમાવું રમત મચાવું,
સબકા મરમ લહંદા. સાધુ. ટેક
ભુવા ભરાડી આપેં બનતા,
આપેં ચોરી કરંદા;
આપેં શાણા આપેં બાવરા,
આપેં અલગ ફરંદા. સાધુ.
જગત પણામાં જીવ કહાવું,
આપેં ઇશ કહંદા;
આપેં પુરૂષ આપેં નારી,
મેંહીં ઘાટ ઘડંદા. સાધુ.
ધરમ ધોરિંધર મેંહીં કહાવું,
મેંહીં પાપ ભરંદા;
ભલી બુરી દો મેંહીં કરતા.
મેંહીં જાપજ પંદા. સાધુ.
અબ કરતુતી મેરી દેખો,
મેંહીં લેખ લખંદા;
દાસ દયો મેં સબકા સાથી,
સબસેં અલગ રહંદા. સાધુ.

## ભજન શબ્દ

સંતો મન હે બડા દિવાના
કયા કહું મન માનત નાહીં,
ઢુંઢત સકળ જહાંના. સંતો ટેક

સાન ભુલાવે સેન શબ્દહરી,
ખોજે ખલક ખજાના;
વિષય જાળમાં જઇ ભરાણો,
આપેં હોત હેરાના. સંતો.

સાધ શિખામણ માને નાહીં,
ઉલટ ફરે બેભાના;
કહ્યું વચન કાને નવ માંડે,
વિષય ભોગ લપટાના. સંતો.

માન વડાયેં મોંઘો હાલે,
કામ ક્રોધ ઘેરાના;
હરિ વિમુખ સંતનકો દ્રોહી,
ફોગટ ફેલ ફુલાના. સંતો.

અબ શિખામણ માનો મનવા,
તજ અંતર અભિમાના;
દાસ દયો દલ દેખો સાહેબ,
નરભે કરો નિશાના. સંતો.

## ભજન શબ્દ

સંતો દસ બીધ સેન લગાયા.
સેન લગાયા અચરજ આયા,
મેરમ અંતર પાયા સંતો. ટેક

બીના મેઘ બાદુલ નિત વરસે,
બિના બિજ ચમકાયા;
બિન આગી વાં જોત જલત હે,
બિન ગરજે ગરજાયા સંતો.

બિના દોરવાં દોર ચલત હે,
બિન નટવા નટ પાયા;
બિના અંગની નાચે પુતળી,
શુન અખાડા છાયા સંતો.

બિના નેંનવા નજર નિહાળે,
કાન બિન શબદ સુનાયા;
બિના મુખ જ્યાં મોતી ચુગતા,
પાવ બિન પંથ સધાયા સંતો.

સનમુખ દેખ્યા અણઘડ જોગી,
નુરેનુર મીલાયા;
દયાનંદ મન ઓઘટ ઘાટે,
ઠીક કરી ઠેરાયા સંતો.

## ભજન શબ્દ

અબધુ ચલીયેં એ ઘટ ઘાટી,
માન મોહ મેવાસી મારી,
નરભે થાઓ મન માટી. અબધુ ટેક

સતગુરૂ શબ્દે સેન લગાવો,
પઢો પ્રેમકી પાટી;
પાંચ પચીસકા તજો પેસારા,
તોડ કપટરી ત્રાટી. અબધુ.

રેણી કરણી રમો રંગમાં,
સેન લીયો શિરસાટી;
પાંચુ જોધકું માર હટાવો,
લીયો ખેલને ખાટી. અબધુ.

ઇંગલા પિંગળા સુખ મણ સાંધો,
ઉલટ ફેરાવો આંટી;
સનમુખ સુરતા ધરો અગર પર,
નરખો નુર નરાટી. અબધુ.

શિલ સમરણી સેવા ધારો,
કાળ કરમકું લ્યો કાટી;
દાસ દયો દલ દેખો સાહેબ,
નામ પિયુષ લ્યો ભરવાટી. અબધુ.

ભજન શબ્દ

અબધુ જાહેર જોગ જમાયા.
અંતર બાહિર એક નિરંજન,
હરદમ તાર મીલાયા                    અબધુ. ટેક
શબદ ગુરૂ સુરતી કર ચેલા,
મનકા માન મુંડાયા;
ભગવું ભાવ તણું અંગધારી,
ભગ્તિ ભભુત રમાયા                    અબધુ.
જરણા જંજીર મેર મતંગા,
ધિરજ ધ્યાન ધરાયા;
જડા જુગતકી શિરપેંલીની;
ખમીયા ખપર ઉઠાયા                    અબધુ.
પાવ ખડા દો ખેર મેરકી,
સતકા સોટા બનાયા;
કુમત કુતાકું માર હટાવી,
નરભે નાદ બજાયા                    અબધુ.
શંખ નાદ સુખ મણ ઘર બાજે,
શમ દમ શહેર ચેતાયા;
લક્ષ લંગોટા બાંધી કમરપેં;
સેલ શેતાન હટાયા                    અબધુ.
ખટ દરશનકી ખટપટ મેલી,
સતગુરૂ શબદ લખાયા;

દયાનંદ અબ ફરૂં અકેલા,
સંત શરન સુખપાયા                    અબધુ.

ભજન શબ્દ

સાધુ ભાઈ તનમાં કરત લરાઇ,
પાંચ પચીશ વસે ઘટ ભીતર,
તાંકુ દુર કરાઈ                    સાધુ. ટેક
કામ ક્રોધ બડ જોધ અટંકી,
બિના અગનમાં જરાઈ
ભાવ ભાલકો ક્ષમા ખણુ કર,
મારી ધરન ઢરાઈ                    સાધુ.
લોભ મોહને મનકી બડાઇ,
સો વિકટ વાટ ફેરાઇ;
શિલ શમશેર બાંધ કમર પર,
રનમાં કરત ખરાઇ                    સાધુ.
ઇરખા નિંદા ઔર અવિદ્યા,
અપની આણ ધરાઈ;
શમદમ સાધન કસી કછોટા,
બ્રહ્મ અગનમાં ગિરાઈ;                    સાધુ.
માન અપમાન બે જોધ મહાબળ,
અનંત જીવ હરાઇ;
તત્ત્વ ભરોંસે દયાનંદ કે,
જમદુત માર ડરાઇ                    સાધુ.

## ભજન શબ્દ

સાધુ નામ ભજન મતવારા,
આઠું પોરવો રહે ઉદાસી,
આતમ તંત ઉચારા સાધુ. ટેક

ચાર પાંચ દશ જો સુખ માનો,
સબહી જૂઠ પસારા;
નિજ રૂપ પાયા ગુરૂ ગમથી,
સો સુખ અનંત અપારા સાધુ૦

અનભે અમીરસ ખેલ ગગનમાં,
જાકી ઉલટી ધારા;
શબ્દ ગુરૂ સુરતીકા મેલા,
બિન જ્યોતિ ઉજીઆરા સાધુ.

ઉલટ ધારણા મનકી બાંધો,
જ્યાંહે અટળ અખારા;
ચાંદ સુર સુખમ ઘર મેલી,
પોતા દશમે દુવારા સાધુ.

કરની ક્રિયા કરે સતંતર,
તન મન કરે એક તારા;
હરખ શોકકું માર હટાવી,
ખેલ રમત ચોધારા સાધુ.

ઉન મુની ધ્યાન સાન શબ્દમેં,
તનકા તિમિર નિવારા;
દયાનંદ નિજ નામ ભરોંસે,
કુબુધ કાળ કું મારા                    સાધુ.

ભજન શબ્દ

સાધુ રૈયેમન હુશિયાર, ખેલ જગતકા મિથ્યા દેખી,
નહિં હોનાં ગેમાર                    સાધુ. ટેક
ભૂલ ભમરના દોનું ડાકણ
ખાયા સબ સંસાર;
રાવ રંક ઓર દેવ દનુજકું,
મારી કીયા ખુવાર                    સાધુ.
સંત સનેહી ઉરમાં રાખો,
શબ્દે રહો એકતાર;
ધ્યાન જ્ઞાનમાં ગુરૂ ગમ ધારી;
ઉતરો ભવ જળપાર                    સાધુ.
નર દેહી દુર્લભ દેવનકું,
સોંપાયા પુણ્ય પસાર;
સુક્રીત સાધન સાન ગોરાંકી,
ઓળખી લીઓ આધાર                    સાધુ.
ક્ષમા શિલ બડ ગુન કહાવે,
તાસુ કરો વેવાર;

દયાનંદ ભાવ પ્રેમ ભરોંસે,
પદ પાવે નિરધાર — સાધુ.

ભજન શબ્દ

અબધુ મેં સંતનકા ચેરા,
આઠું પોર એક રૂખવાસી,
સનમુખ હે ચિતમેરા — અબધુ. ટેક
સતગુરૂ શબ્દે ખોજ સોજમાં,
અંતર ટળ્યા અંધેરા;
હુકમ ગુરૂ હરદે છવરાયા,
દીયા અનુભવ ડેરા — અબધુ.
નુરત નામપર કરે એકતા,
સુરત શબ્દમાં હેરા;
નાદ નિશાની નરભે પાઇ,
ગરજે અનહદ ગેરા — અબધુ.
ઇડા પિંગળા ચાંદ સુર દો,
ધર સુખ મણમાં ડેરા;
પ્રેમ પિયુષ પાયા ગુરૂ ગમથી,
જળમળ ઝાંખુ નેરા — અબધુ.
સંત શરન સાધન સુખદાઈ,
શમદમ કર શમસેરા;
દયાનંદ અબ રહું હજુરી,
છૂટા બંધન ફેરા — અબધુ.

## ભજન શબ્દ

સાધુ સો નિરગુણ અબધુતા.
સતગુરૂ છાપ શબ્દ ઉરમાંહી,
કરે મન મજબુતા                                    સાધુ. ટેક

જરણાં જટા ધરે શિર ઉપર,
અંગે ભાવ ભભૂતા;
માન મોહકા બાંધ્યા મતંગા,
ખલક ખજીને ખુતા                                    સાધુ.

લેકા લંગોટા શમદમ ધારે,
મારે કરમ કપૂતા;
ક્ષમા ખપરને શિલ ચીમટો,
સુખ ભુવનમાં સુતા                                    સાધુ.

શેલી શિંગી જુગત જંજીરા,
દેખ ડરે જમદુતા;
સતકા શહેર જગાવે જોગી,
ધર્મ ધોંસરે જુતા                                    સાધુ.

ધ્યાન ધારણા સોહંગ સેજમાં,
ઉન મુની રહે અચુતા;
દયાનંદ કરે નવખંડા,
રામ રટણમાં રૂતા                                    સાધુ.

## ભજન શબ્દ

અબ મન મુક્ત ભયે સન્યાસી,
હાણ લાભ નહિં આશી                    અબ. ટેક
સંત શબ્દકી સોઇ આજ્ઞા,
બનો સંતકા પ્યાસી;
ભાવ ભભુતને અલક અંચળો,
ઉર ગ્રહો અવીનાશી                    અબ.
સંશય મેટે સોઇ સન્યાસી,
ઇંદ્રી વિષય ઉદાસી;
શમ દમ ધારે અંતર ટારે,
મારે મોહ મેવાસી                    અબ.
નિસ્પ્રેહી નરભે ચિત લાવે,
મનકી ભાન ભુલાસી
નિરવરતી નિજરૂપ નિહાળે,
તનકી ત્રષ્ના નાસી                    અબ.
એસે સતગુરૂ સુરત સેનમાં,
શબ્દ કહે સુખરાશી;
દયાનંદ અબ મગન ભયેમન,
અંતર હોત હુલાસી                    અબ.

## ભજન શબ્દ

અબધુ સોઇ સંત કહાવે,
નિરમળ બુદ્ધિ મન વૈરાગથી,
કામ કુટિલ નસાવે                    અબધુ ટેક

શુભ સ્વભાવ વચન સત્ય બોલે,
સાહસ અંગ નહિં લાવે;
નિરમાની નરભે પદ પાઈ,
શિલ સંતોષ પદ પાવે                    અબધુ.

કોમળ શિલ તિતીક્ષા ધારી,
હરખ શોક દહાવે;
ઈરિખા નિંદા ઉરમાં નાહીં,
સોહી વિરલા લખાવે                    અબધુ.

સંતોષી સાધન ગુણધારી,
પ્રેમ ભાવ બઢાવે;
અભિમાન આશાને ત્યાગી,
સાધન શુદ્ધ જમાવે                    અબધુ.

એસે સંત ભયા સતંતર,
નરભે નાદ બજાવે;
દયાનંદ વંદન કરૂં તાકું,
જો આનંદ ઉર સમાવે                    અબધુ.

## ભજન શબ્દ નિદ્રા વિષે

અબધુ નિંદ્રા બડી સયાની,
બડે બડે જોગી સિદ્ધ સાધક.
તીનકું કરે હેરાની                    અબધુ. ટેક

આંખ મીંચાવે ડોક લડાવે,
અંગ આળસ ઘેરાની:
ધ્યાન કરે તે પહેલાં ઢાળે,
ઉલટા ફેર ફેરાની                    અબધુ.

હરિ મારગમાં હિમત નાણે,
ખેલ કરે ખેરાની;
ઉંઘેને વળી ઉંધું ચલાવે,
વરતિ કરે વેરાની                    અબધુ.

કરમ કરવામાં આડી આવે,
ચરમેં રહે ઘરાની;
પાપ ખેલમાં ચેતન રેવે
આઠપોર પરાનિ                    અબધુ.

અબ અજ્ઞાન અંતરનું કાઢો,
તબ તેં રહે ડરાની;
દાસ દયા મન ચેતન રેવે,
તબતો રહે બિરાની                    અબધુ.

ભજન શબ્દ ( રાગ ઉપરનો )

અબધુ સોહંગ નામ તંત સારા,
વાંકું પરખે પરખન હારા અબધુ. ટેક
ઉલટા હંસ ચડે ગગનકું,
જ્યારી ઉલટી ધારા.
સોધારા કોઈ વિરલા ઝીલે,
વાકા ખેલ નિયારા અબધુ.
મનકું બાંધે સુરતિ સાંધે,
નરખે નુર અપારા;
દોનેં નાંકે અણી અગર પર,
ખુલે તેજકા તારા અબધુ.
અનંત ભાણુ કળા અનોપમ,
નરખે નાદ ઝણુકારા;
અજગેબી અમરતની બરખા,
ઝરમર ટપકે જારા અબધુ.
સાધન સાધે થીરતા ધારે,
આસન કરે અખારા;
દાસ દયો કે સો મરજીવા,
પામે દેવ દુવારા અબધુ.

## ભજન શબ્દ

અબધુ ખેલી ખેલ જમાયા;
સતગુરૂસે ન મરમ પરખાયા                    અબધુ. ટેક
ગ્યાન ધ્યાનરી બાજી માંડી,
રંગ રમતમાં લાયા;
સતગુરૂ પાસા દીયા પ્રેમકા,
ખાંતે ખેલ મચાયા                    અબધુ.
દયા ધરમને શિલ સંતોષ,
વૈરાગ્ય કાંકરી પાયા;
લીધો દાવ ઉરલાવ લગનરો,
હરખ શોક હરાયા                    અબધુ.
પાંચ મળી પરીયાણે આવ્યા,
પાંચકું માર હટાયા;
પાંચ પચીશ હુવા પરાજય,
જીતી નાથ સુખ લાયા                    અબધુ.
અણુ વધ રમત રામ ભજનરી,
રમતાં રંગ ઉર આયા;
દાસ દયો સંત મળ્યા સુહાગી,
હરખી હેત લખાયા                    અબધુ.

## ભજન શબ્દ

અબધુ કોન ફકીરી કીની,
વિષય ઘેન તન આળસ નિદ્રા,
વામે સુરતી દીની                                    અબધુ. ટેક

ગ્યાન ધ્યાન મન માળા મેલી,
સુરત સાન નવ લીની;
ખાન પાનમાં ખેલ મચાવે,
ઉંઘ અજ્ઞાને ભીની                                    અબધુ.

અંગે ઓઢે શાલ દુશાલા,
મલમલ પેરે ઝીની;
મોહે માતા મન મગરૂરી,
રસરેણી નહિં છીની                                    અબધુ.

દિનભર સોવે ખાવે દિનભર,
ક્રિયા કરમનાં કીની;
કહ્યો શબ્દ કાને નહિં લાવે,
જ્યું ઘટ ભીંતર તીની                                    અબધુ.

અબ હુશિયારી કર મન મુરખ,
અંતર છોડ આધીની;
દાસ દયો નિજનામ નિરખકે,
મગન રહો નિશદીની                                    અબધુ.

## ભજન શબ્દ

અબધુ મગન ભયા મન મોરા,
સુરતી સાન શબ્દ ધુન લાગી,
જેસે ચંદ્ર ચકોરા                    અબધુ. ટેક

શમ દમ સાધન સંત સમાગમ,
ચિત્ત ભયા એક ઠોરા;
મર્ણ જન્મકી ગઈ ભરમના,
ભયા નાદ ઘન ઘોરા                    અબધુ.

તખ્ત તેજ પર જલ મલ જોતી,
તારા ગણ ઝક ઝોરા;
હુવા ઊજાળા અજબ ગેબરા,
ટળીયા તિમિર ટોરા                    અબધુ.

સતગુરૂ શબ્દે ભઈ પરતીતી,
છુટા પ્રેમકા ફોરા;
લિંગ વાસના ગળી જ્ઞાનમાં
ઉદય ભયા હે ભોરા                    અબધુ.

અબ નાં આવું કબુ ન જાઉં,
શબ્દે કીયા નિહોરા:
દયાનંદ નરભે પદ દાખે,
પાયા પ્રેમકા પોરા                    અબધુ.

## ભજન શબ્દ

### સમજ સમજ મન ઘણું સમજલે-એ રાહ

પરથમ નામ જપું પરમેશર.
રિધ્ધ સિધ્ધ મુક્તિ તણા દાતાર
મુલ મહેલમાં વસે ગણેશા,
લાલ રંગ દરશ્યા દિદાર          પ્રથમ. ટેક
નાભિ કમળસેં ચડયા હંસરાજા,
બંકનાડમેં કીયા પેસાર:
ઊલટા દોર આકાશે સંધીયા,
જલમલ નુર હુવો જણકાર          પ્રથમ.
સુરતા બાંધો સેંન શબ્દમાં,
આસન અનભે હુવો ઉજીયાર;
ગરજે નાદ અખંડ ધુન લાગી.
ઝરમર વરસે અખંડા ધાર          પ્રથમ.
કરણી કમાઈ કરે નર પુરા,
સો પાવે સેજેં ભવ પાર:
મટી જાય જનમ મરણ નહીં આવે,
અમર નામ પાયો પતીયાર          પ્રથમ.
સેન સનુરા મરમ મધુરા,
શુરા થઈ ખેલે ખેલાર;
દાસ દયાનંદ સંત સધીરા,
સો પોત્યા સાહેબ દરબાર          પ્રથમ.

ભજન શબ્દ ( પરથમ નામ જપું—એ રાહ )

નજર કરીને ન્યાળ નેણલે.
નાથ નુરિજન હે નેરા;
ખબર કરી ખોજો ગુરૂગમથી,
મટે જનમ બંધન ફેરા. નજર. ટેક

જ્ઞાન ગુરૂગમ શબ્દ ગોરાંકા,
જાઈ અગમ દીનાડેરા;
નુરત અગર પર હુવા નિશાના,
સુરત સેજમાં હોઈ ભેરા નજર.

સોહં હંસો શ્વાસ ઉસાસે,
ખેલ રહ્યા ગંભીર ગેરા;
ઉલટા જાપે ભયો સોહંગી,
નિરખી ટળ્યા ભવ અંધેરા નજર.

અનુભવ અંતર હુવા સતંતર,
માન મુવા મેરા તેરા;
અનભે પ્રેમ પુરણ પદ પાયા,
અનંત ભાણ જ્યાં ઉજેરા નજર.

ગ્યાન ગરિબી ધ્યાન ગોરાંકા,
ટળે પાપ અંતર કેરા;
દાસ દયો દલ ભીતર ન્યાંળી,
સેજે હુવા અબ ગુલશેરા નજર.

## ભજન શબ્દ ( રાગ ઉપરનો )

મેં હજુરી અદલ અમીરકા,
મજરા કરી મેરમ પાયાજી;
નિરખ્યા નુરનેણાં કે આગે,
રાજ ધ્યાનરા રંગલાયા મેં હજુરી.

નુરત નેનકી લગી નાથ શું,
સુરત શબ્દ મીલ ગુનગાયાજી;
અગમ સાન સોઇ સુગમ સમાણી.
અંતર અવિગત ઓળખાયા મેં હજુરી.

ઉલટા ખેલ અગર પર દેખ્યા,
ઓહંગ સોહંગ જ્યાં હદછાયા;
તરવેણીના જોયા તમાસા,
અમર પુરૂષ નજરે આયા મેં હજુરી.

નાભિ નરોહર ચડયા નિરંતર,
દ્વાદશમેં જઈ અટકાયાજી;
ઇંગલા પિંગળા કરે આરતિ,
સુખમસેજમાં ચિત્તધાયા મેં હજુરી.

મુળ માલમી મુળેં પાયા,
ઉલટ બંકમેં સમજાયાજી;
ઘેરા ઘેરા પાવ આકાશેં ધરીયા,
હરદિદાર હરદમ પાયા મેં હજુરી.

નાદ નિરંતર નરભેનાં નિશાન,
તેજ તખ્ત અનહદદાયાજી;
જલ મલ નુર અટળ ગુરૂ દેખ્યા,
દયાનંદ સોઈ લવલાયા મેંહજુરી.

ભજન શબ્દ ( પરથમ નામ જપું—એ રાહ)

શબ્દ વિવેકી શુરા સનુરા,
દેખી માયલાં નેણાં ઠરે; —ટેક
સુખના સાગર અંતર ઉજાગર.
પ્રેમનેમની પરખ કરે;
સતગુરૂ શબ્દે સનમુખ ચાલી,
અવિગતકી ગત અંતર ધરે શબ્દ.
નુરત નિવેડા કીયા નામકા,
સુરત શબદકું જઈવરે;
શુન સેજપર ચડયા સતંતર,
આઠ પોર જ્યાં અમીઝરે શબ્દ.
નાભિકમળસેં નેડા લગાયા,
ત્રિકુટી મહેલ જઈ નુર ભરે;
ઇંગલા પિંગલા ઓર સુખમણા,
હીલ મીલ પીયુરે પાવપરે શબ્દ.
નાદ ઝાલરી બાજે નિરંતર,
રાગ છત્રિસે સુરકરે;
શ્યામ રાધિકા રાસ રમે તે,

દેખી દેવનાં કાજ સરે                    શબ્દ.
કરીયાના પુરા નહિં અધુરા,
શુરા થઇ મેદાન ચડે;
દાસ દયો બ્રહ્માનંદ ભરોંસે,
ભવસાગર દુઃખ સેજે તરે                    શબ્દ.

ભજન શબ્દ ( રાગ ઉપરનો )

મેં અલેકીયા પીર પછમરા,
સતરી ઝોલીમેં કાંધ ધરીજી                    —ટેક
પાંચ રંગકા લીયા કપડા,
શિલ સુતર માંહી ભરીજી;
પ્રેમને પડકારે ચાલી,
સારા શહેરમાં ખબર કરી                    મેં અલેકીયા.
પાંચ ફળીયાંમાંઇ પચીશ મેડીઉ,
નવે દરવાજા જોયા ફરી;
ચાર પાંચ માંહી ફરે જુગટીયા,
ઇનકું મેલ્યા પરહરી                    મેં અલેકીયા.
ઓહંગ અંચળો સોહંચ ચીપીયો,
વિચાર વિભુતીમાં રીયો ઠરીજી,
દશમે જઇને અલેક જગાયો,
ઝોળી હો ગઈ ખરેખરી                    મેં અલેકીયા.
એક અવાજ મુંને દીયો અલકરો,
લીયો અલેકીયે લગન કરીજી;

દાસ દયાનંદ ગુરૂજીને ચરણે,
હવે ચોરાશીમાં નાવું ફરી મેં અલેકીયા,
ભજન શબ્દ ( પરથમ નામજપું એ રાહ )
માન કરી મન મુત્રો મુરખા,
સાન ગોરાંકી ચૂકીને;
સમજ્યો નહિં સતગુરૂ શબ્દમાં,
હાણુ લાભમાં ઝુકીને માન કરીને. ટેક
અંગ આળસને ઓર કુટિલતા,
રહે મરજાદા મૂકીને;
સાર અસાર અંતર નહિં પાયા,
ગુણ દોષમાં હૂકીને માન કરીને
કહ્યો અર્થ કાને નવધારે,
ફરેઉવાટે ડુકીને;
મોહ મોંઘો માન વટેરો,
ગૃહી બુદ્ધ બહુ દૂંકીને માન કરીને.
માન શિખામણ મન મેત્રાસી,
ધરો ધરણ પાવ ફુંકીને;
દાસ દયો ઉર સંત સમાગમ,
ભાવ પ્રેમ લયો બુકીને માન કરીને.

ભજન શબ્દ ( રાગ ઉપરનો )

અલક નિરંજન મનકા મેરમ,
હરદમ હુકમ ઉઠાવુંગા,

દોનું છોડ એક દેખ્યા સંતંતર,
અનભે અદલ જમાવુંગા                    અલક. ટેક
શિલ સંતોષકા કમર કછોટા,
બત્રળા બંધ લગાવુંગા;
જ્ઞાન કબાન ગ્રહી કર માંહી,
દુર ગુણ માર હટાવુંગા                    અલક.
ધ્યાન ધિરજના માંડી મોરચા,
માન ગુમાન ઉડાવુંગા;
નામ નિશાન ધુરે ઘટ ભીંતર,
તનકા તિમિર નશાવુંગા;                    અલક.
ચંદા સુરકા હુવા સમાગમ,
સુરતેં શબ્દ સમાવુંગા;
પ્રેમેં પાવ અગર પર માંડી,
નઉ મુની રાહ ચલાવુંગા                    અલક.
અણ વધ અંતર દેખ્યા નિરંતર,
અબનૈં આવું જાવુંગા;
દયાનંદ ગુરૂ ઓવ્રટ ઘાટે,
ઠીક કરી ઠેરાવુંગા                    અલક.

ભજન શબ્દ ( પરથમ નામ જપું એ રાહ )

મનકા માલમ મુરશિદ મેરમ.
તનમાં તારમીલાવુંગા;
બાહેર ભીંતર એક અલેકા,

પુરણ પ્રેમ પીલાવુંગા — મનકા. ટેક

વામ દાહના ચાંદ સુરકો,
સુખ મણ સેજ દીલાવુંગા;
નાદ નિશાણી નરભે પાઈ,
સેજે સોહંગ ખીલાવુંગા — મનકા.

અનભે આસન પેઠ પીયાળે,
ઉનમુની ગંગ ઝીલાવુંગા;
અર્ધ ઉર્ધ બીચ તેજ તમાસા,
સુરતી નાદ મીલાવુંગા — મનકા.

ભયા ઉજળા અજબ ગેબરા,
નુરે નુર ફીલાવુંગા;
અનુભવ અંતર ભયા સતંતર,
નુરીનામ કીલાવુંગા — મનકા.

સંત સમાગમ કસણી કરણી,
શમ દમ શોધી લાવુંગા;
દયાનંદ અબ ભયા નિશંકી,
અનુભવ ઉર સમાવુંગા — મનકા.

ભજન શબ્દ ( રાગ ઉપરનો )

દેખ્યા મેં વૈરાટ વિશ્વંભર,
છાંયા બિંબ છવરાયાહે;
અગમ અગોચર પુરૂષ અલંગી,
નીજરૂપ નર ખાયા હે — દેખ્યા. ટેક

બ્રહ્મનિષ્ટ ગુરૂભેવ ભણાયા,
સેન મરમ સમજાયા હે;
અંતર બાહિર સોઇ સમાણા,
નામ નિશાની પાયાહે દેખ્યા.
જપતપ સાધન કામ નહિં જ્યાં,
સુરતી ખેલ સમાયાહે;
ત્રાટક મુદ્રા કરી નેંનકી,
સનમુખ શામ લખાયા હે; દેખ્યા.
શ્વેત રૂપ ગગનમાં વીલસ્યા,
સો અંતર મુખ આયાહે;
નજર કરી નરભે ઉરમાંહી,
લાલ મુરત ચમકાયાહે દેખ્યા.
સતગુરૂ મેરમ દેખ્યા નિરંતર,
અનહદ રાહ બતાયાહે;
દયાનંદ સુખ કહા બખાનું,
વાચ અવાચ કહાયાહે દેખ્યા.

ભજન શબ્દ ( સમજસમજમન—એ રાગ )

મોજ હુઈ જબ મેરમપાયા,
અબમોરા મન નહિં ડરતા ટેક
અનભે ભાણુ ઉગ્યાદિલ ભીંતર,
તિમિર તનકા દૂર કરકા;
હુવો ઉજીયાર અખંડેશ્વર ગરજ્યા,

સેજેસાન સમરતા — મોજ.

ગગન મંડળમાં ગેબી બેઠા,
ચાંદ સુરજ ફેરા ફરતા;
ઉલટ દોર સુખમ સુર સાધો,
નિરખી નાથ નેણાં ઠરતા — મોજ.

પ્રિતમ પાયા હરદમ છાયા,
સેજે સોહંગ શ્વાસા ભરતા;
નાદ ઝાલરી નોબત બાજે,
દેખી તેજ તિમિર ઝરતા — મોજ.

પુરણ પરખ્યા અંતર હરખ્યા,
સોનિશ્ચે અબ નહિ ટરતા;
દયાનંદ ગુરૂ ભીતર પાયા,
મરણ જનમકા ભે હરતા — મોજ.

ભજન શબ્દ (સોઇ રામ સમરોરે-એ રાગ)

અવસર આવ્યોરે,
તું હેતેં હરિને જાણ;
મનકર્મ વચનેંરે,
તમે પદ પામો નિરવાણ — અવસર. ટેક

કામ ક્રોધને માન મોહ તે,
હરદે કરશે હાણ;
શિલ સંતોષનાં બખતર પેરી,
કરણી કરો કબાણ;

રણમાં ઝુઝોરે,
તમેં શુરા થાઓ સુજાણ                    અવસર.
આશા ત્રષ્ના ભેદ ભરમના,
ખરા સોઇ ખુરસાણ;
ક્ષમા ખડગ કરઢાલ ધિરજકી.
મારી કરો મેદાણ;
ખંડો ખંડ ખેલોરે,
થાઓ મરજીવા મેરાણ                    અવસર.
મન મેવાસી મરીને મારો,
તજોને તાણોવાણ;
અંતર ટાળો નેણે ન્યાળો,
ઓળખી લ્યો એંધાણ;
નુર નિહાળોરે,
કાંઇ ઉગે અનુભવ ભાણ                    અવસર.
નેંણે નરખો અંતર હરખો,
શબ્દ સેન પરમાણ;
નુરત સુરત બીચ આપ નિહાળી,
ખોલ રતનની ખાણ;
દાસ દયાનેરે,
કાંઇ સતગુરૂ મળ્યા સેલાણ                    અવસર.

ભજન શબ્દ ( રાગ ઉપરનો )

દુનીયાં ડુબીરે કાંઈ એક પેટની પીર.
મનમાં નાણેરે કાંઇ જ્ઞાન ધ્યાનનેધીરદુનીયાં. ટેક

પેટ પીડ પરવરતી ઉઠી,
ગરજ ગાંઠ બંધાણી;
સ્નેહ શુલના ચુંકા આવે,
બરળ બુરાઇ ફેરાણી;
વૈદ ન મળીયારે,
કાંઇ ગઇ સુખની શિર દુનિયાં.

ત્રષ્ના ટાઢી ગાંઠ ઉપડી,
ફડક અવિદ્યા અંગે;
જાર માર મોટો જાલંદર,
મોહ મહા દુઃખ સંગે;
કદી ન ગોતેરે,
કાઇ જ્ઞાન ગંગા નો તીર દુનિયાં.

કુડકપટની કમળી જામી.
નિંદા નાભિ લચકાવે,
નળ બાદી માંઇ ઙુંતું બેઠી
સંશે શોક સભાવે;
ભવ રોગ જામ્યોરે,
કાંઇ રટયા નહિં રઘુવીર દુનિયાં.
હરદમ હકિમ વૈદ ગુરૂ ધારો.
મારો મન મુંઝારો;
શિલ ચોબા કરણી ઉકાળો,
કરીયા કરી સુધારો,

દાસ દયાનેરે,
કાંઇ ટાળી ભવની ભીર                    દુનિયાં.

ભજન શબ્દ ( રાગ ઉપરનો)

ગાડે ચડીયારે કાંઇ,
નરશુરા સતીયાર,
ભાવમાં ભળીયારે,
જઈ અમર ધામ આગાર                    ગાડે. ટેક
શિધ ઉંટડા ઉમંગ ઉમાવો,
ધરમ ધોંસરૂં કીજે;
દયાદાન ધોરી જોડીને,
વિવેક વાટમાં લીજે;
દલમાં ખોજોરે
કાંઇ મન મેવાસી માર                    ગાડે.
પીંજણીયું તો પ્રિત રીતની,
તનકા તળાવા જાણુ;
પૈડાં પુરણ પ્રેમનાં જયાં,
આરા અનુભવ ખાણુ;
હરદમ હેરોરે,
કાંઇ નાભિ મધ્ય નિહાર                    ગાડે.
ધરી ગુડીયા ધિરજ ધારણા,
અન ભેઇ સોટા અંગ;

પાંચ તંતનાં કર્યાં પાટીયાં,
બેઠા સાધ સુરંગ;
સતગુરૂ હાંકેરે,
કાંઈ રાશ કરી એકતાર ગાડે.

ક્ષમા તણા ખીલામાંઇ જડીયા,
પાટી પુરણ નામે;
નરભેનાડાં બત્રળાં બાંધી,
સાચવીયું શુભ કામે;
માંઇ બેસીનેરે કાંઇ,
પોતા દેવ દુવાર. ગાડે.

ગુરૂ ગમથી ગાડું વહીઉં,
શબ્દ સેન સુતરીયું;
દયાનંદ બેઠા મરજીવા.
ભવજળ પાર ઉતરીયું;
સમજ કરીને રે કાંઇ,
પોતા પદ નિરધાર ગાડે.

ભજન શબ્દ (સોઇ રામ સમરો રે, એ-રાગ)

વલોણું કીજે રે કાંઇ,
જ્ઞાન ગગન ગૌ દોય;
અમીરસ પીજેરે,
કાંઇ ગમકા ગોરસ વલોય વલોણું. ટેક

સ્નેહ સુંથીઉં ગોળી ગરીબી,
રમતા રામ રવાયો;
ડેર દોરડાંદલનાં કીધાં,
નરભે નેતર લાયો;
ફેર કરીને રે કાંઈ,
જુગતે જતનમાં જોય વલોણું.

વરતી વલોવણ સેજ સુંદરી,
મથન માન મોહ મારે;
છાશ આશ અંતરની મેલી,
અનુભવ માંખણુતારે;
વિવેક કરીને રે,
કાંઇ વિગતે વધારો હોય વલોણું.

નુરત સુરત દો તાવણ બેઠી,
બ્રહ્મ અગ્ન પરજાળી;
લોભ લાકડાં માંઇ દીધાં,
લિંગ વાસના બાળી;
તત્ત્વ નિપાવ્યું રે જ્યાં,
નહિં એકને દોય વલોણું.
ઘૃત અમીરસ નામ નિશાની,
ઘોર નાદ ઘુમાવે;
દયાનંદ વિરલા છે ભોગી,
બ્રહ્મ રસાયન પાવે;

અનભે થઇને રે કાંઇ,
બે ભવજળની ખોય વલોણું.

ભજન શબ્દ (કોઇ જાગંદા--એ રાહ)

કોઇ પીવંદા રે કોઇ પાવંદા,
પ્રેમ તણો પરસાદરે કોઇ. ટેક

ભાવ ભલાઇ ભક્તિ ભરોંસે,
તનમન રાખો ટેકા;
શમ દમ ધારે મન કું મારે,
આપેં લખે અલેકા કોઇ.

સુરત સુવાગણ શબ્દ સતંતર,
નુરતે નામ નિવેડા;
રેણી કરણી સેન ગોરાંકી,
અનભે અટલ અખેડા કોઇ.

અમર ધારા સેસ્ત્ર ધારા,
વિરલા વાટ વખાણે;
સુખમણ સાધો આસણ બાંધો,
ઓળખો આપ એંધાણે કોઇ.

સંત સમાગમ સતગુર વચને,
કરીયા કાયમ લાવે;
દયાનંદ મન ભયા નિરંતર,
સો નહિં આવે જાવે કોઇ.

## ભજન શબ્દ (રાગ ઉપરનો)

કોઇ મારંદારે માન મોહ
દુરગુન રે કોઇ મારંદા ટેક

માન બડાઇ મહા વિકટ છે,
કામ ક્રોધ પર જાસે,
ચિન્તા ચિતમાં તનકી ત્રષ્ના,
બિના અગન સેં બાળે કોઇ મારંદા.

આશા અંતર કરે ઉપાધી,
ઇરખા ભેદે અંગા;
નિંદા નરકે લઇને ચાલે,
મમતા પડાવે ભંગા કોઇ મારંદા.

વિદ્યા અવિદ્યા ભાવ અનાદિ,
ભ્રમના ભાન ભૂલાવે;
ભવ સાગરની ભુલવણીમાં,
ઊંધે મુખ ઝુલાવે કોઇ મારંદા.

કાયમ કટારી ભાવ ભલકો,
હિંમતને હથિયારે;
શબ્દ સેન પાખરીયા પેરી,
ખેલે રણ ઝુઝારે કોઇ મારંદા.

નુરત સુરતકા ટોપ જંજીરા,
કર સાધન સમશેરી;

દાસ દયાનંદ સંત સુરમાં,
પાવે પ્રેમકી લેરી                    કોઇ મારંદા.

ભજન શબ્દ (ગરવો દાતા ગિરનારીરે-એ રાહ)

નીરખીને થયો ઉછરંગી,
એવા સેજે મળ્યા સરવંગીરે સરવંગી     ટેક.
સતગુરૂ શુરાને હાલ હજુરા વારી;
પરગટ પુરા બહુ રંગી                    એવા સેજે,
સુખના તો મુરાને નેંન સનુરા વારી;
અનહદ તુરારે અભંગી                    એવા.
કાળ અક્રુરા જાય રે હજુરા વારી;
ભાગે અધુરા મન રંગી                    એવા.
દાસ દયાને ગુરૂ બ્રહ્માનંદ ભેટયા વારી;
પુરૂપ પુરણ છે અરંગી                    એવા.

* * * *

ભજન શબ્દ (ગરવો દાતા ગિરનારીરે-એ રાગ)

શુનમાં રમીયા રાશ, એવા સતગુરૂ,
શુનમાં રમીયા રાશ                    ટેક
એક એક ગોપીને એકએક કાનોવારી,
વનમાં કરે છે વિલાસ                    એવા શુન.
દેવિને દેવતા મોટા મુનીવર મળીયાવારી,
નિરખી પુરણ થઇ છે આશ                    એવા૰
સુરતે સમાગમ અગમમાં રચીયોવારી,
તરવેણી ત્રટમાં વાસ                    એવા.

દાસ દયાને ગુરૂ બ્રહ્માનંદ ભેટયા વારી,
તુરતે નિરખીયા નિજપાસ એવા.

* * * *

ભજન શબ્દ (રાગ ઉપરનો)

એ હવે મન હેરાણું રે હેરાણું રે,
પ્રિતમ પંડ પરમાણું હવે. ટેક
સુરત મનોહર સેજમાં ન્યાળી વાલા,
ચરણુંમાં ચિત ચોરાણું હવે.
આઠું પોર મન રહે ઉદાસી વાલા,
મનડું મોહનમાં ઠેરાણું હવે.
ઘડી એક દલડું મારૂં ઘરમાં ન ગોઠે વાલા,
અંતર સુખમાં એરાણું હવે.
દાસ દયાનો નાથ નિરંજન વાલા,
અનભે અંતર પરખાણું હવે.

ભજન (રાગ જંગલો)

અબતો જીભલડીતું,
જપને નિરંતર જાપ જાપ અબતો. ટેક
સતગુરૂ શબદ સધા સમજાણો,
આણો અંતરમાં આપ;
સંત સમાગમ શુદ્ધ કરીને,
કાટ કરમરો પાપ પાપ અબતો.
જાનત નહિં જુગ દીશ જતનકું,
કયું ભટકત ત્રયતાપ;

જીવ ઇશકો ભેદ ધરીતું.
જાઇ ડોળાણો ડાપ ડાપ — અબતો.
અબ આનંદ આતમકો લીજે,
જ્યાં નહિં થાપ ઉથાપ;
શબ્દ સુરત દોય કરો સમાગમ,
મીલે સુખમણા છાપ છાપ — અબતો.
અગમ ઇશ સોઇ સુગમ સમાણા,
નેન સેન કરમાપ;
બ્રહ્માનંદ ભરપુર ભર્યા સોઇ,
દયાનંદ આલાપ આલાપ — અબતો.

ભજન (રાગ જંગલો)

કયું મન મોજી મોજકરત,
તોય અજહુન આવી લાજલાજ — ટેક.
આવણ જાવણ બોત હુઇ,
પણ એકન સરીયો કાજ;
આશા ત્રષ્ના અંગ ધરીતું,
બન્યો કાળકો ખાજ ખાજ — કયું.
ઉંચ નીચ ઓર જાતબરન સોઇ,
તેરો બનાયો સાજ;
જડ ચેતનકી ફેર કલપના,
બાંધી તેં સઘળી પાજ પાજ — કયું.
અબતો મન અમન તેં હોજા,

રીઝ રીઝાવો રાજ;
શિલ ક્ષમા રૂદયા બીચ ધારી.
તોડ કલપના દાજ દાજ કયું.
ઓર ઉપાધી ત્યાગ કરી,
તું સમજી લે સંત સમાજ;
સત શબ્દ ચિતવનમાં રાખી,
લે જરણાની ઝાજ ઝાજ કયું.
અગમ અગોચર અલક પુરૂષ,
સોઇ બ્રહ્માનંદ ભવભાજ;
દયાનંદ દિલયાદ કરી,
ધરે ચરણ કમળ શિરતાજ તાજ કયું.

ભજન (રાગ ઉપરનો )

અબતો મન ભરમજરે;
ભજીલે આતમ રામ રામ અબતો. ટેક
આદ અનાદિ એક નિરંજન,
વ્યાપક જલથલ ઠામ;
સતગુરૂ શબ્દે સેન કરીને,
નિરખો નિરંતર નામ નામ અબતો.
સાધન શિલ સંતકી સેવા.
ધરો ધારણ નિજ ધામ:
અવર ભેદ સબ દૂર કરીને,
શુદ્ધ સ્વરૂપે શ્યામ શ્યામ અબતો.

અનંત રૂપ ઔર કળા અનુપમ,
ચિદાનંદ નિષ્કામ;
અરસ પરસ અંતર કે માંહી,
ઓહી પરખો નિશજામ જામ અબતો.

માન મોહ ઔર કામક્રોધસબ,
તજી કરો આરામ;
દયાનંદ દિલ દરીયા માંહી,
પાયો અમુલખ દામ દામ અબતો.

ભજન (રાગજંગલો)

અબતો વરતી મેરી,
લગી સત ગુરૂ કે સંગ સંગ અબતો. ટેક

ડોળ તમાસા દૂર ભયાહે,
દેખી શ્યામ સુરંગ;
અટળ અભંગી નુર નિહાળી,
ઉર ઉપજ્યો ઉમંગ ઉમંગ અબતો.

શબ્દ સુનાઇ ચરણ સુખદાતા,
દૂર કીયો સબ દંગ;
નિજાનંદ નિજપદમેં નિરખ્યા,
નાતાં નિરમળ ગંગ ગંગ અબતો.

શિલ સમાગમ સંતની સેવા,
સાધન સાધ્ય અભંગ;

પ્રેમ નેમ રૂહયા બીચધારી,
પાયા પરમ અરંગ અરંગ અબતો
અબનાવું ઓર કબુન જાવું,
સદા રહું નિજઅંગ
દાસ દયો દલ ભીંતર દેખો,
આપેં રહ્યા અનંગ અનંગ અબતો.

* * * *

ભજન (જીનમુખસેં સિયારામ ન ગાયા. એ રાગ)

ભજમમ રામ રામ રંગ લાઈ,
આ અવસર તેરો જાત સવાઇ ટેક
સંત સમાગમ સમરણ કરલે;
ધરલે ધ્યાન સદા મનમાંઇ;
નિજપતનામકા કરલે નિવેડા,
સોહંગ શબ્દમાં સાન લગાઈ ભજ.
આશા ત્રષ્ણા છોડદે કલપના,
અપના આનંદ ઉરપાઈ;
નિજાનંદ મગન દિનરાતી,
શુદ્ધ સ્વરૂપ સદા સુખદાઈ ભજ૦
રાગ અરૂ દ્વેષ તજોરે અંતરકો,
કેવળ પ્રેમ રૂદે રંગ છાઈ;
અરસ પરસ પરિબ્રહ્મને પરખો,
નિરખો નેણામાં નજર ઠેરાઈ ભજ૦

જડ ચેતન સબદ્રષ્ટિ પદારથ,
બીન સમજે વામેં સુખન થાઈ;
દયાનંદ બ્રહ્માનંદ સંગમાં,
મગન હુવા મન લે લાઇ                ભજ૦

*        *        *        *

ભજન(જીનમુખસેં સીયા રામન સમર્યા-એ રાગ)

હરદમ હીરા બે હરદામાં;
ઝવેરી બીન કોન પરખ  કરેરે                ટેક
પ્રેમનેનેમ નિરંતર નરખો,
હરખેં હરિરસ ઉરધરેરે;
નેન સેન સતગુરૂ ચરણમેં,
પુરણ પરમાનંદ ભરેરે                હરદમ.
શબ્દાતિત શબ્દમાં દેખ્યા,
લેખ્યા સબમેં હે સબસેં પરેરે;
નેડા દૂર કછુ નહિં તાકું,
તાકું ત્રિભોવન તનમાં વરેરે                હરદમ.
ભાવરૂપ સતસંગરસના
વિવેક વિચારે મતિ હંસ હરેરે;
રાગ અરૂદ્વેપ કબુ નહિં હોવે,
કાળ બચાવી દુર ફરેરે                હરદમ.
સમજ્યા સોઈ સદાનંદ માણે,
જાણે નિરંતર નેંન ઠરેરે;

દાસદયો બ્રહ્માનંદ ભરોંસે,
આવાગમણથી નાહીં ડરેરે                    હરદમ

### ભજન (રાગ ઉપરનો)

દેખીરે મન તેરી ચતુરાઇ,
કરકર ફીર પસ્તાઇ મરેરે                    ટેક

જો બિધ લેખ લખ્યાકયું જાવે,
લાખ જતનસેં નાંઇ ટરેરે;
ભોગ કૃતિકો ભોગકર છુટે,
તું વામેં કયું ખેદ ધરેરે                    દેખીરે.

સુખ દુઃખ ભાવ અનાદિ જગમેં,
કાકોધ સંગફોજ ફરેરે;
હરકો નામ કબુના લીનો,
મિથ્યા ભાનકર આપ ડરેરે                    દેખીરે.

મોર તોર અજ્ઞાન અવિદ્યા,
કરી અભિમાન સોમાંઇ પરેરે;
સેવા સમરણુના કછુ કીનો,
ત્રિવિધ તાપમાં આપ જરેરે                    દેખીરે.

અબ કરલેતું સંત સમાગમ,
પાય પ્રભુ અંગ અંગ ઠરેરે;
દયાનંદ અબ ભયે નચિંતા,
આતમ અનભે ઉર વરેરે.                    દેખીરે.

## ભજન

(જીન મુખસેં સિયારામ ન ગાય-એ રાગ)

કૃતઘ્ન ક્રોધી નિંદક પૈશુની;
પંચમ જાતિ ચંડાળ કહાવે     ટેક,

ઉનકો સંગ કબુનાં કીજે,
સો પાપી નરકે લઇ જાવે;
વામેં જાતિ અતિ કરનીકો,
ઓર ચારૂસો અધમ કહાવે     કૃતઘ્ન.

હે મન મુરખ માન કરીને,
શિદ મરે ઓર કયું લલચાવે;
ઇશ્વર સંત સમાગમ છોડી,
નીચ ગતિમાં જઇ લટકાવે     કૃતઘ્ન.

અબ મન સાધન શિક્ષ સુજશમાં,
ભક્તિ કરી ભગવંત મનાવે,
દાસ દયો કે સો બડ ભાગી,
તજી દુર ગુણ અભે પદ પાવે     કૃતઘ્ન.

### ભજન

વિરા મારા વિગતેં વિચારીયે હાં;
ઉરપર ધારીયેંજી. ટેક.

આજરે અનોપમ દેશમાં,
રંગભર રમીયા રેણી;
સંબંધ મળ્યો સાચા શામશું,
દરશ્યા તખત તરવેણી વિરા.

શબ્દુના માંડયા મોરચા,
નુરતે જોયારે નિહાળી;
તાર મળ્યો ઉણ લોકમાં,
સનમુખ લાગી છે તાળી વિરા.

મનરે માન્યું મેરામથી.
સેજે હુવોરે દેદારા;
આનંદ વળ્યો ઉલટી લેરનો.
જળમળ નુરરે અપારા વિરા.

ભાવરા ભોગી જાણે પ્રેમનેં,
નેણે નરખે નોધારા;
દાસ દયો બ્રહ્માનંદને,
જાણે સબ ઘટ ચોધારા વિરા.

## ભજન

વિરા મારા અવગુણ ટાળીએ હાં,
શુદ્ધ નિહાળીયેં જી; ટેક

આતમ વિલસ્યા આ દેહમાં,
સોઇ સબ ઘટમાં સમાણા;
ગુણ વિભાગ વિવેકથી,
વિરલા વિગતેં કમાણા વિરા.

મનરે ફરેરે મેદાનમાં,
ચિંતવે સકળ સંસારા;
વિચાર વીના વિસમેં નહિં,
સમજો સમજણ હારા વિરા.

શબ્દે સમાણો રે સાયબો,
નુરીજન નુરતે નિહાળો;
હંસ ગતી હરદે ધરી,
માયલા અવગુણ ટાળો વિરા.

સતરે અસત જેણે શોધીયું,
ઉન મુની તરવેણી તીરા;
દાસ દયાનંદ દાખવે,
શુરા થાઓ સધીરા વિરા.

## ભજન--(મારવાડીરાગ)

સાધુ ભાઇ દેખો ગેબરાગોલા,
સોઇ મરમ કોઇ સાધ વખાણે;
શિવશંકર ભોલા,
સાધુભાઇ દેખો ગેબરા ગોળા        ટેક

ચડી અસમાન ધ્યાન કર દેખ્યા,
હરદમ કરે હિલોલા;
નુરત સુરત સેં હુવા સમાગમ,
સુન સેજ હિંડોલા        સાધુ.

ચાંદ સુરજ દોનું હુવા એકઠા,
સુખમણ ઝાકમ ઝોલા;
નવલખ તારા જ્યોત જલામલ,
પ્રાણ પ્રિતમ અનમોલા        સાધુ.

મજરે મલીયા મનકાં મેરમ,
પિંડ બ્રહ્માંડ માંહી પોલા;
નેંન સેનસેં નેડા નિહાળ્યા,
પરખ્યા પ્રેમ પટોલા        સાધુ.

દાસ દયોદલ ભીતર ભેદુ,
બ્રહ્માનંદ અણતોલા;
મનકા માલમ મજરે મલીયા,
ટળીયા તિમિર ટોલા        સાધુ.

## ભજન

કોઇ સેલ ફકીરા ખેલે સધીરા,
સર્વંગી ઘર ચોધારા ટેક.
અજબ ખેલ એક રચ્યો દોરંગી,
પાંચ પચીશ દસ હે બારા,
વહાંસે ચેતન શહેર જગાયા,
આપ અલંગી રેવે ન્યારા કોઇ.
ત્રવેણી ઘર તાર મીલાવે,
શબ્દ સેન સુખમણ દ્વારા;
ઓહંગ સોહંગ દોઇ દોર ઉલટીયા,
શુન નાદ હુવા ઝણકારા કોઇ.
ઘાજે મેઘ જ્યાં વીજ ચમુકે.
હીરા લાલ ચમકે તારા;
અર્વ ઉર્ધ્વ એક હુવા અચંબા,
બીના સુરજ જ્યાં ઉજીયારા કોઇ.
ધીરા પાવ કોઇ ધરે સેલાની,
અમરનામ સચરા ચારા;
મટ જાય જનમ મરણ નહિં આવે,
પાવે ફુલ કિરતારા કોઇ.
દાસ દયો દેદાર દેખલે,
હરદમ હો હુશિયારા;
મોર છાપ મેરમકી લાગી,
હોઇ ગયા ભવસેં પારા; કોઇ.

## ભજન

મેર કરી ગુરૂ મરમ બતાયા હોજી,
સત ગુરૂ હે સુખદાયા,
દીન દાસ પર દયા કરીને,
અમર નામ ઓલખાયા                    ટેક
શબ્દ સુધારસ સ્નાન કરીને,
પ્રેમ નેમ નરખાયા;
હરશું હેત લગનસેં લાગી,
ભાવ ભરોંસેં પાયા                    મેર કરી.
આવી લેર અંતર અજવાળાં,
તનકા તિમિર મટાયા;
સાચ જુઠકા હવા નિવેડા,
સત્ય શબદ ચિતલાયા                    મેર કરી.
તુર્યાતિત શબદમાં દેખ્યા,
ઉન મુનિ અધર ઠેરાયા;
નુરત સુરતસેં રાહ નિહાળી,
હરદમ તાર લગાયા                    મેર કરી.
બ્રહ્માનંદ ભરપુર ભર્યા છે,
નેંન સેન સમજાયા;
દયાનંદ દેદાર કરીને,
આવાગમણ અલસાયા                    મેર કરી.

## ભજન

દરગે દરશ્યા દેશ દીવાણુ,
જ્યારી ચલે ગોધારી આણ  ટેક.
મુળ પાવ પાતાલે મંડીયો,
મુળ ધર દીયા મેલાણુ;
હેતેં હરદમ ચડના હિંડોળે,
પ્રાણ તણે પરિયાણ  દરગે.
શબ્દ સેંન સુરત સેંલાગી,
ચાંદ સૂરજ આગેવાન;
અણી અગર પર તાર અગમરા;
સુખમણ પ્રગટયા ભાણ  દરગે.
હુવા ઉજાલા નુર નેમકા,
ગરજ્યા નાદ નિશાણુ,
ઉલટા ખેલ અંતરમાં સોજ્યા તો,
પ્રગટયા પ્રિતમ પ્રાણ  દરગે.
બ્રહ્મ ભરોંસો આયો ઉરમેં,
વાંકું પ્રેમે કીયો પરમાણુ;
દાસ દયાનંદ કરે વંદના,
નિજાનંદ નિરવાણ.  દરગે.

## ભજન ( આરાધી )

પ્રેમે પ્રેમ પયોનિધી પ્રિછવો હાં,
નિર્ગુણ નાથને રીઝાવોજી
હે મનહંસા મનને મતે નવ જાઇએરે માણી
શબ્દે હાલે સોઇનર શુરા રે.
હે મન હંસા સતની પાવડીએ
ધીરા પાવ ધરીએં
પાછા ન પડે સોઇ નર પુરારે પ્રેમે
હે મન હંસા જુગરે ગયા
વીરા આણે દેશ રમતાં
ઉન દેશ વાટ્ટ નીયાળોરે
હે મન હંસા વાટેને ઉવાટે
તને વસમી વળગશે.
હેતેરેં હરીને સંભારોરે પ્રેમે.
હે મન હંસા મોટા પરવત માંઇ
ઘેરી ઘેરી નદીઓ
આરોરે જોઇને ઉતરજોરે.
હે મન હંસા ભેને ટાળીને
તમે અભે થઇ ચાલો
અવવા શબદ ગુરૂના કરજોરે પ્રેમે.
હે મન હંસા નુરત નિગમને સુરતા અગમ હે

સુગમ સાન સેજે મેળારે.
હે મન હંસા ત્રિકુટી તાર અગર પર માંડયો
ભાવેરે થાજો ગુરૂજી ભેળારે પ્રેમે.

હે મન હંસા અરસ પરસ તમેં અમર ઘર આવો
દાવો રે ચુકાવો ભવના દુઃખનોરે
હે મન હંસા દાસ દયાપર દયા કરીને
લાવોરે લીધો બ્રહ્માના સુખનોરે પ્રેમે.

ભજન

મેડી ખુબ બની રંગ મેલ,
જામેં જમી અસમાનરો ખેલ, ટેક
પાંચ થંભને પચીશ થાંભલી,
અધર માળ જમેલ;
નુરત સુરતકા તાર લગાવી,
ચડે કોઈ વિરલા છેલ મેડી.

સાતુ મોલ પર સજી કચારી,
હીરા લાલ જડેલ;
નિરાકાર નર માંઈ બિરાજે,
બેઠક બહુ રંગેલ મેડી.

કાયર નરનું કામ નહિં,
સુર ચલે સઉ પેલ;
દઈ ડંકા નિજ દેશ પોચ્યા,

વળી ન આવ્યા વેલ — મેડી.
સત શરનાં સતગુરૂનાં લીજે,
સેજે સુખમ ઠરેલ,
દયાનંદ ગુરૂ બ્રહ્મ ભરોંસે,
અમર નામ વરેલ — મેડી.

ભજન (જીઓ તું વરજી-એ રાહ)

જીયો હંસ રાજા, આદ પુરૂષ અખંડ અવિનાશ,
વરલા સંત કરે વખાણ;
અનભે તખત આતમ પદ પાયા,
મરજીવા થઈ ચડે મેરાણ — જીયો. ટેક
જીયો હંસરાજા, હીરા ખાણ ઝવેરી નર ખોલે,
પુરા પરખે વેદ પુરાણ;
શબ્દ ચોટ ઓટ ગુરૂ ગમકી,
સેંજે ચડીયા સાધુ સુજાણ — જીયો.
જીયો હંસરાજા, શિલ સંતોષ શુન ઘર વાસા.
અનભે થઈ પોત્યા નિરવાણ,
અંતર મેટ નિરંતર ભાળે,
નરભે નામ તણા નિશાણ — જીયો.
જીયો હંસ રાજા, મારી મોહ કપટ ઉર કાઢે,
પ્રેમી જનનાં એ પરીયાણ;

શું પદ હારીને રહે હજુરી,
તનની કાઢે તાણો વાણુ જીયો.
જીયો હંસ રાજા, રેણી રાખી આવે મેદાને,
કરમાં કરડી લીયે કબાણ;
દાસ દયો સોઇ સાધ સનુરા,
અનભે પદની કરે ઓળખાણુ જીયો.

ભજન ( જીયો તું વરજી-એ રાહ)

જીયો સોદાગર, અવધ કરી આવ્યો આજુગમાં,
ઉલટો આવી ભરીયો ભાર;
સત ધરમકા સોદા ન કીધા,
માલ કમાલ ન કર્યો વેપાર જીયો.
જીયો સોદાગર,જીણ ભોમ આયા સોઇ ભોમ જાણુ,
સેન શબદ લઇ પોતો પાર;
મન મુસાફર મેરમ જોગી,
સેજે ખેલે નામ ચોધાર જીયો.
જીયો સોદાગર, માલ વોરી વખારે ભરજો.
કુડકમાલનો તજો પસાર;
નામ નાણાં કીજે સવાયાં,
ભાવ કરીને ભરો ભંડાર જીયો.
જીયો સોદાગર, અનભે ખાણુ, આતમ ધન મેળો,
શિલ સંતોષ રાખો રખવાર,

મનકા મેરમ મજરો કબુલે,
ચેતનથઇને કરો સંભાર જીયો.
જીયો સોદાગર, હાણુ લાભ હરખ ઉર હારો
માન મોહને રાખો ઠાર;
દાસ દયો નિજ નામ સંભાળી,
વિરલા સંત પોચ્યા નિજ દ્વાર જીયો.

ભજન (લખમા માલીની ચાદરનો રાગ)

અબધુ ઘટ ખોજો તંત સાર ભાઇ
ખોજ્યા વીના કેમ પામશો,
એવો અધર ખેલ નિરધાર અબધુ. ટેક
હરદમ છાયા અટળ અજાયા,
અનભે રૂપ રણુકાર ભાઇ;
સોહંગ સોજો સાધવાંરે,
તમેં નિરખો નેણુલાં મોઝાર અબધુ.
નુર નિહાળો નિરંતર ભાળો,
ઉન મુની હોઇ ઉજીયાર ભાઈ;
અરધ ઉરધ ગેબી છાઈ રીયોરે,
સોહંગ પરાસેં પાર અબધુ.
અમર વરસે અખંડિત ગરજે,
વિજ કરે ચમુકાર ભાઇ;

દેખ્યા અચંબા આકાશમાંરે,
તરવેણી ને તાર અબધુ.
રેણીના રાતા કરીયાના માતા,
હેતેં થયા હુશિયાર ભાઈ
દાસ દયો દલને દાખવેરે,
એવા ગોવિંદ ગુણના ભંડાર અબધુ.

ભજન ( લખમા માલીની ચાદરનો રાગ

અબધુ મત કરનાં અભિમાન.
જબતું ભૂલ્યોરે આપકું,
ત્યારે થયો બેભાન. અબધુ૦ ટેક

ગર્ભવાસમાં બહુ દુઃખ પાયો,
ત્યારે ભજતો ભગવાન ભાઇ;
સો પલ ચુકયો તું પ્રાણીયારે,
પછેં હાથે થાવું છે હેરાન. અબધુ૦

નર તન પાયા હરિ ન ગાયા,
તું નિપટ થયો છો નાદાન ભાઇ;
જાણ્યા નહિં જુગદીશનેરે,
જ્યારી ગઇ પુરવની સાન. અબધુ૦

અબ હુશિયારી કર મન માયલા,
ધરલે અંતરમાં ધ્યાન ભાઇ;
નુરત સુરત નેણા બીચમેરે,

તમેં સેજે ચડો અસમાન. અબધુ૦
આસન સાંધો મુલકું બાંધો,
મગન કરો ગુલતાન ભાઇ;
ગરજે અનહદ ગેબરારે,
તેને પ્રેમેં કરો પરમાન. અબધુ૦
પ્રિતમ પાયા આનંદ આયા,
સંતરે મળ્યારે સુજાન ભાઇ;
દાસ દયો દલને દાખવેરે,
અખંડ અનુભવ જાન. અબધુ૦

ભજન ( રાગ ઉપરનો )

અબધુ હો રહી અનભે વધાઇ હો હો જી,
અબ મન સમજ સમજ હરખાઈ. અબધુ૦ ટેક
અટળ વૃક્ષ અમર વાકી છાયાં,
સેસ શાખ સુખદાઇ હો હો જી;
પ્રેમ નેમરા ફળ ફુલ લાગ્યાં, તો,
હંસા ચુગ ચુગ ખાઇ. મેરે અબધુ૦
ધરા ગગનમાં સરોવર ભરીયા,
ધારા અમીરસ આઇ હો હો જી;
મન અનળ પંખી ચડીયા સુમેરે,
નરભે નેખમ ઠેરાઇ. મેરે અબધુ૦
મન મરજીવા ભર ભર પીવે,

ભાવ ભરોંસેં પાઇ હો હો જી;
આવી લેર હુવા ઉજીયારા,
સેજેં હુઇરે સવાઈ. મેરે અબધુ૦

માંડયો પાવ ત્રવેણીને ઘોરે,
રેણી રંગ ઉર લાઈ હો હો જી;
દાસ દયો વરલા સંત વેધુ,
તો નેનેં સેન સમાઇ. મેરે અબધુ૦

ભજન ( એક સખી આવી કરી—એ રાહ )

પુરા ગુરૂ પરખ્યારે,
અંગડામાં ઉમંગ કરી;
નેણુંમાં નરખ્યારે, પરિબ્રહ્મ પ્રેમતો ભરી,
એવા પુરા ગુરૂ. ટેક

સતરે શબદની સાન કરી મારી,
અળગી કીધી છે ભ્રાંતરે;
આતમ રામની હુઈ ઓળખાણી.
જેમ પ્રગટી પુનમની રાત.
સોળે કળા સરખોરે ચિતડામાં
રીયો છે ઠરી પુરા ગુરૂ.

ઉમંગ અંતરમાં આવ્યો અનોપમ,
મારે સવળે ઉગ્યા છે સૂરરે;
તિમિર હતાં તે ટળી ગીયાં,

એવાં નખ શીખ પ્રગટ્યું નુર.
અહો નિશ અમરરે,
શબ્દે રીયો જરણા જરી　　　　પુરા ગુરૂ.
આદરે હતા તે અબહી પાયા,
છાંયા નવ ખંડ માંયરે;
અધિક ન્યુન તો નાવે નજરમાં,
શામળીયાની છાંય
નુર તેથી નિહાળ્યારે
સુરતા વર સુંદર વરી　　　　પુરા ગુરૂ.
અમર અતિતા મારી સેજમાં સમાણા,
પ્રિતમ પ્રાણ આધારરે;
બ્રહ્માનંદ ગુરૂ પુરણ મળીયા,
ત્યારે કીધા ભવજળ પાર.
દયાને ઓધાર્યોરે,
કુબુદ્ધિને કાઢીપરી　　　　પુરા ગુરૂ.

ભજન ( રાગ ઉપરનો )

સનમુખ આવી મળીયારે
સેજલડીમાં મેરમ ગુરૂ;
આનંદ ઓઘ વળીયારે,
તિમિર સરવે ગયુંરે પરૂં.　　　　ટેક.
સાધરે સમાગમ સજરે કરી,
જઈ વિઠ્ઠલ વરને રેશરે;

તમે રમો જઈ ઘેર તમારે,
અમે રેશું વાલમને દેશરે,
રંગ ભર તેથી રમશુંરે,
અવર વર નહીંર વરૂં                    સનમુખ.
નાથજી નિરખ્યા નવલે જોબન,
રસીયો રસની છે ખાણુરે;
પ્રિતે પ્રેમરસ પીધું પિયુથી તો
મટગઈ તાણો વાણુ,
જાણુ મુને આવીરે,
શામળીયાને જોઇને ઠરૂં રે                    સનમુખ.
જ્યારે જોઉં ત્યાં પ્રભુજી પરઠીયા,
જીવન જુગના આધારરે;
નરત કરે છે ને રહે છે નિયારો,
ઈતો તરવેણીને તાર.
નેણથી નરખ્યારે.
ભવજળ હવે નહીં તો ફરૂં                    સનમુખ.
પ્રેમરે પનોતી હુઈરે હરીથી,
હવે મદમાં ફરૂં ચકચુરરે;
દાસ દયો કે દિલકે ભીતર,
બ્રહ્માનંદ ભરપુર,
સમજીને સમાવ્યોરે,
શબ્દાતિત શબ્દે વરૂં                    સનમુખ.

## ભજન

ભજમન ભવ ભંજન બેહારી,
જાકી કળા અનોપમ ન્યારી                    ટેક
શિવ સનકાદિક સકળ દેવમુની,
સોપદ રહે ઉરધારી;
પિંડ બ્રહ્માંડ સકળ ઘટવાસી,
સો મત ભુલ ગેમારી                    ભજ મન.
જાકો નામ સકળ સુખ દાયક,
જન્મો જન્મ અઘહારી;
સો નિજ આતમ આઇ મીલ્યો શઠ.
તોપણુ હોત ખુવારી                    ભજ મન.
સાધન સાધો અંતર આરાધો,
ખાંતે કરો ખરારી;
સેન શબ્દ ગોરાંકા લઇને,
ઉતરો ભવજળ પારી                    ભજ મન.
કપટ કુટીલતા તજદે મનવા,
હોજા સતકા યારી;
દાસ દયો કે સો મરજીવા,
ખેલ ખેલ ખેલારી                    ભજ મન.

## ભજન

સંતો મનસા પણુ મતવારી
વાકું જીતે કોઇ સંત ખેલારી                    ટેક
સુરી નર મુનિજન દેવ અરૂ દાનવ,

સકળ ડસે દેહધારી;
પંડિત રાજા પેલા ડસીયા
રૈયત કોન બિચારી                    સંતો.

જબ ચટકા સાપણકા લાગ્યા,
ચડ ગઇ વિષય ખુમારી;
ઉંચ નિચ ઓર કાળ કરમેં
ભટકત હે ભવ ભારી                    સંતો.

ભાવ ભક્તિ ઓર સંત સમાગમ,
કબહુન ઉરમાં ધારી;
હરિ નામમાં ઘેન ચલાવે,
આખર કરે ખુવારી                    સંતો.

સત શબદકી ફાકી કરલે,
ગુરૂ જ્ઞાનની કારી,
દાસ દયો કે સંત નિજ જ્ઞાની,
ઉનસેં સાપણ હારી                    સંતો.

ભજન

કાયકું મુરખ મન હોત હેરાની, કાયકુ. ટેક
નામ નિશાના છોડ દીયા,
મન આપ ફરત અભિમાની;
સંત ચરન ઉર કબહુ ન લાવે,
ભાવ ભટકત નાદાની                    કાયકું.

સાહસ કૂડ ઔર કપટ કુટિલતા,
નિશ દિન રહે ભટકાની;
હરિ ભજનમાં હારી બેઠો,
નિકટ ભયે જમરાની                    કાયકું.

અબ શિખામણ માન મન મોરી,
અંતર ટળે ઉભરાની;
દાસ દયો કે ભજ નિજ આતમ,
જમકી ટળે ડરાની                    કાયકું.

ભજન

દિલ સમજાવો અપના રામ ગુન ગાયકે;
રામ ગુન ગાયકે,
ગોવિંદ ગુન ગાયકે.                    દિલ૦ ટેક

મનુષ્ય તન ઓતમ સુખ પાયો,
મુરખ ગમાયો આયકે;
સાધ સંતકો સંગ ન કીનો,
ઉલટ પડયોરે ફસાયકે.                    દિલ૦

ધરાધન સંપતકે સાજા,
અંત નહિં સહાયકે;
માન મોહ મગરૂર ફીરે,
કયાતો દેખાવો મુખ જાયકે.                    દિલ૦

આપન સુઝા રામ ન સુઝા,

બાંધ્યા બોજ બુરાયકે;
દરદ ન જાને નિંદા ઠાને,
મારતો સહોગે જમરાયકે. દિલ૦

કર સંગત હરિ ગુરૂ સંતકી,
સુફલ કરો કમાયકે;
દાસ દયો દલ દેખ સાહેબો,
નરભે નિશાન બજાયકે. દિલ૦

ભજન

સાધુ ભાઇ સેજે રમેસો ફકીરા,
જ્યારી ધારણ ધરે મન ધીરારે. ટેક

અનભે ઉદાસી આશરે નીરાશી,
હરે સકળ મન પીરારે. સાધુ૦

ધીરજ ધ્યાન જ્ઞાન ગુરૂ ગમકી,
સેન શબ્દ કર તીરારે. સાધુ૦

મનકું માર મેરમ ઘર આવે,
જ્યાં ગરજે નાદ ગંભીરારે. સાધુ૦

નુરત સુરત દો ઉલટ ચલાવે,
સેજે ચડે સુધીરારે સાધુ૦

દાસ દયો બ્રહ્મ સાગર માંહી,
સમજ ભયો અબ થીરારે. સાધુ૦

## ભજન (રાગ ઉપરનો)

અબધુ સોઈ જોગી મન ભાવેરે,
જ્યારી સુરત અમર ઘર આવેરે. ટેક

થીરતાકો આસન ધુણી ધિરજકી,
પ્રેમકી પાવડી લગાવેરે. અબધુ૦

કરીયા કમંડળ સતકર ચીપિયો,
મનકી માળા ફીરાવેરે. અબધુ૦

સેલી શિંગી શિલ સંતોષકી,
ગગન મંડળ ગરજાવેરે અબધુ.

ચાંદ સુરજદો એકણ ઘર આણે,
અનહદ નાદ ગુડાવેરે અબધુ.

નુરત સુરત દોય જુગતસેં સાધે.
સેજે પછમ ઘર પાવેરે અબધુ.

દાસ દયો બલહારી જોગીયનકી,
રણું કારે રંગ લાવેરે અબધુ.

## ભજન (જોગીયાસોરઠ)

અવધુત સોઈ અટલ અસ્થાનારે,
રેવે ઉદાસી બાવોમન મસ્તાના ટેક

ખમીયા ખાખ ધરી શિર અંગેરે,
અનભે આસન રહેરામ રસરંગે અવધુત૦

જુગત જડાલે લંગોટ લગાવેરે,
પુરવ ચડી બાવો પછમ સમાવે 　　　　અવધુત
શલ કર સાધન પ્રેમ પછેલારે,
અરધ ઉરધમાંઇ રમે અકેલા 　　　　અવધુત૦
દાસ દયો કે ગુરૂ જ્ઞાનમાં પૂરારે.
સોહંગ શબદ લઇ ખેલે હજુરા 　　　　અવધુત૦

ભજન ( નાથ કેસેં ગજકો બંધ છોડાયો ) એ રાગ.

નાથ મેં ચરણ તુમારે આયો,
અઘ અનેક છાંયો અભિ અંતર
કપટી કુટીલ કહાયો 　　　　નાથ મેં૦ ટેક
ગોબ્રાહ્મણ સંતન હિત કારન,
ભય હરનામ ધરાયો;
વેદ ધર્મ રક્ષા ઉરધારી,
નરહરી રૂપ હેરાયો 　　　　નાથ મેં૦
અજામેલ અધમ જગમાંહી,
કબ ગુનકા ગુન ગાયો;
સોટેરો જબનામ તુમારો,
તબ નિજભુવન પઠાયો 　　　　નાથમેં૦
આધો નામ ગજરાજ પોકાર્યો,
પદરજ ભાકુ તરાયો;

ગીધ વ્યાધ અહલ્યા આદે,
અનાયાસે સુખપાયો                    નાથમેં૦

એ સબ અધમ આપ જગતારણ,
સબકું મોક્ષ દીવાયો;

દાસ દયો પ્રભુ નામ બડોહે,
સોમોઇ ચિત્ત બસાયો                    નાથમેં૦

ભજન ( નાથ કેસેં ગજકો બંધ છોડાયો૦ ) એ રાગ

નિપટ મન કયું ડોલત મનમાંઇ,
તોકું સુજત હે કે નાંઈ                    નિપટ૦ ટેક

કેશવ કિરતન કાનન ધરીયું,
કરીયું નેંમન ઠાઇ;
હેત કરીને હરિનેં ગાયા,
અંતે ગયો અલપાઇ                    નિપટ૦

હાથેં કરી હરિ અરથે ન આપ્યું,
તિરથ પગ ના ભરાઇ;
મુખેં કરી પ્રભુજશ નહિં ગાયો,
સો એળે દેહ ગુમાઇ                    નિપટ૦

નયન કરી હરિરૂપન ન રખ્યો,
મન નહીં માન હટાઇ;
સુક્રિત સાધન કબુના કીનો,
સેજેં ભયો નરકાઇ.                    નિપટ૦

અબ મન સાધન સંત સમાગમ,
અંતર કર ઓળખાઇ;
દાસ દયો પ્રભુ નામ જપીલે,
ભાવેં હોત ભલાઇ. નિપટ૦

ભજન ( રાગ ઉપરનો )

ચપલ મન તજદે કુટીલતા નઠારી,
વામેં કે તે ગયે ભવહારી ટેક
કુડ બોલેનેં કરી કુટીલતા,
માન શકયો નહિં મારી;
ધન પરાયું હરે હરામી,
ઉમર એમ ગુજારી ચપલ૦
મહાબલી રાવણ સમનાહીં,
શિવકી કૃપા ભઇ ભારી
સિયા હરનમેં મતિ ભરમાની,
આખર ભયો ખુવારી ચપલ૦
દેવાધિશ ભયેકામ આધીના,
તાકત ગૌતમ નારી;
સહસ્ર ભંગ લીયો અંગ ઉપર,
રોવત દુઃખ પોકારી ચપલ૦
વાલી મુવો વણ મોત ઉઠાવી,
વેદ મરજાદ વિસારી;

નિજબંધુ તરિયા હિતકારન,
તુરત ગયો બલધારી　　　　ચપલ૦
માન શિખામણ લુણ હરામી,
ભજ ભગવંત સુખકારી;
દાસ દયાનંદ નાથ કૃપાળુ,
છોડત ભવ ભેટારી　　　　ચપલ૦

ભજન ( નાથ કેસેં ગજકો બંધ છોડાયો ) એ રાગ
મનશું માની બેઠો મારૂં.

નાથ તુમ કબ વૈશ્નવ કહાયે.
સો મોઈ વચન સુનાયે　　　　નાથ૦ ટેક
જુઠા બોર ભીલરી બીનલાઇ,
સો પ્રભુ પ્રેમસુપાયે;
ઉંચ નીચ જાતી અભિમાના,
સો નહી ઉરપેં લાએ　　　　નાથ૦
આચાર કહામેં કહું કુરમાકા,
નહીં ધોએ નહિંનાયે;
પાવ પનોયાં રાંધન બેઠી,
ખીચ ખુશીસેં ખાયે　　　　નાથ૦
નીચબરન શીવરી એક દાસી,
તાકે ભુવન સીધાયે;
રૂષી મંડળકી આરત સુનકે,

નીર નિરમલ કરાયે નાથ૦

ભગત નરસૈયો નાતનાગરી,
જ્ઞાતી બહાર કરાયે;
રૂપ ભંગીકો આપેંલીનો,
સંશે શોક મીટાયે નાથ૦

અધમ ઓધારણ બિરદ તુમારો,
વેદ પુરાન બતાયે;
દયાનંદ પ્રભુ પ્રેમ પરાયન,
સુર મુનિજન ગુનગાયે નાથ૦

ભજન ( રાગ ઉપરનો ) એ રાગ.

પ્રભુ તુમ કબહી ભયાહો આચારી,
સો અચરજ મોઇભારી પ્રભુ૦ ટેક

પાંડુ જગ્ન કીયો પરી પુરણ,
પાતળ જુઠ ઉપારી;
રૂષી વાલમીકને ઘરમાં બોલાએ,
જાત બરન બુધટારી પ્રભુ૦

જાત ચમાર ભયે રોઇદાસા,
વાકી સેવા સુધારી;
શાલીગ્રામ થઈ રહે ઘર ભીતર,
જળ બીચપ્રિત પસારી પ્રભુ૦

સેન ભગત કારન પ્રભુ પોતે,
નાઇ ભયા ગિરધારી;
રજસ્વળા વેશ્યા એક દાસી,
હાર લીયોહે મોરારી પ્રભુ૦
અસે અપનો બિરદ સંભારી,
ભાવ પ્રેમ ભએ ભારી;
દયાનંદ પ્રભુ આદિ અંતમે,
ભગતનકે હિતકારી. પ્રભુ૦

ચાબખા.

મુરખ મન મેલ અંતર આંટી,
સંસારમાં ખેલ જાને ખાટી. ટેક.

કરમ ભરમનાં કાદાને કોકડાં,
મોરે થાઓ માટી;
શિલ સમશેર લઇ ચાલો સમરમાં,
કાળ નાંખો કાટી. મુરખ૦

બુદ્ધિનાં બખ્તર ઢાલ ધિરજની,
સાથે પ્રેમ પાળાની પાટી;
કાળ ક્રોધને મારી હટાવો,
તોડો આવાગમણ ઘાટી. મુરખ૦

કાયર નરનું કામ નથી.
રમે શુરા તે શિર સાટી;

માથું મેલીને ચડે મેદાને,
ત્રોડે ત્રષ્નાની ત્રાટી. મુરખ૦

નરભે નામના ચડાવો વાવટા,
વેરી નાંખોને વાટી;
દાસ દયો કે કોઇ આડું ન આવે,
ફુંકે જાય ફાટી. મુરખ૦

## ચાબખો.

બેલીડા આવી મોસમને જાણ,
વાવ્યા વિના આવે ખેતીમાં હાણ૦ ટેક.
મેહની વાદળી વરસે વિચારથી,
વૈરાગની વીજ વખાણ;
અણગળ મેઘ તો ઉઠયા અંતરમાં,
મનનું કરી મંડાણ. બેલીડા૦
શિલ સરોવર સુરતા સરિતામાં,
પ્રેમનું પુર પરમાણ;
લોઢ લગનના ઉઠે અતીશે,
વરસે એમ વરસાણ. બેલીડા૦
ધરમ ધરામાં કરવા વાવણીયાં,
કણ કરણીના આણ;
પ્રેમ પડામાં પોંખો પ્રિતેથી,
ઉમંગે થાય ઉગાણ. બેલીડા૦

દયા દાતરડી ખાંતેથી ખરપો,
રેમનું રાખી રખાણ;
ભેદ ભ્રાંતિનાં કાડા ભરંઠીયાં,
નુરતે કરો નિંદાણ. બેલીડા૦
એમ મોસમ લીયો લગનથી,
ભાવથી કરો ભલાણ;
દાસ દયો કે પ્રભુ નામ નરભેની,
ખાંતે ભરજો ખાણ. બેલીડા૦

ચાબખો.

બેલીડા ઉઠો ઉતાવળા થઇ,
વાવણીયાં જોડો ખેતરમાં જઈ ટેક૦
કરણીના કણ તમેં લીયો મોંઘેરાં,
તન મન નાણાં દઇ;
ધરમ કરમના ધોરી જોડી,
વાવો અનુભવ ઓરણી લઇ. બેલીડા૦
અમર નામની ઓળુ પાડો,
કરો સુરતા શેઢા પર સઇ;
વાંક અંતરનો કાઢો વિવેકથી.
ખોટનું ખાલું નઇ. બેલીડા૦
અનભેના અંકુર ઉગ્યા ખેતરમાં,
ધિરજને ઢુઢણે વઇ;

કુડકપટનાં કરજો પારવણાં,
મન રખવાળે રઈ. બેલીડા૦
પ્રેમનાં પોંખીયાં લણો પ્રિતેથી,
ખબર ધણીને કઇ;
દાસ દયો કે એમ કીધી કમાઇ,
તેને ભવની ભાવઠ ગઈ બેલીડા૦

ચાબખો.

મન તું હાલસ મોંઘેરો થઇ,
ઘર તારૂં ગયુંને ઓશરી રઈ ટેક૦
આતમ સાધન આવડયું નઇને,
વળગ્યો વિષયમાં જઇ;
સાધુ પુરૂષનો સંગ ન કીધો,
પછે મુળગી મુડી ગઇ; મન તું૦
અસતમાં મુવો જઇ અથડાણો,
સતમાં સમજ્યો નઇ;
કહ્યા વચનમાં કાન ન માંડે,
રીયો કુબુદ્ધિમાં કાન દઇ. મન તું૦
પરમારથમાં પાછો પડેને,
હાલે ઉભેલા લઇ;
અવિદ્યામાં રીયો ફરે ચોરાશી,
જેમ ગાડાનું પઇ. મન તું૦

વારે વારે તને શું સમજાવું,
માની લે અંતરમાં સઇ;
દાસ દયો કે તમે રાખો રદામાં,
આતમ અનુભવ થઇ. મન તું૦

ચાબખો.

મુરખ મન ઘર સમુળું જાશેરે,
ધબડકો ધોળે દિવસ થાશે. ટેક૦
મારૂં મારૂં કરી મરી જાશે રે,
અંતે અટકાશે;
વસમી વેળાના હાલે વંટોળીયે,
પછે માર જમનો ખાશે રે. મુરખ૦
માતપિતા ને કુટુંબ કબીલા,
ઇતો આવી બેઠાં આશે;
તુલસી ગોબરને ગોપીચંદન,
ચોથું ગંગા જળ પાશેરે. મુરખ૦
હાય હાય કરશેને હૈયું પીટે,
મુખે રોણું રૂડાં ગાશે;
કાંધે ઉપાડીને કરશે કોયલા,
પછે નદીયે જઇ નાશેરે. મુરખ૦
સોગ પાળેને એનું કાઢે સુંવાળું,
સૌ ખરખરે જાશે;

દાસ દયો કે એમ દેહ ગુમાઇ,
પછે અંતે પસ્તાશેરે. મુરખ૦

ચાબખો

દુનીયાં દુઃખમાં ગઇ ડુલી,
હરિનું નામ ગયો ભુલી. ટેક૦
માયાના મદમાં ફરે મસ્તાનો,
નેં મનમાં રીયો છે ફુલી;
આવ્યા અવસરને જાણ્યો નહિં,
પછે રત ગઈ છે ઉલી. દુનીયાં૦

ગરભ વાસમાં જઇ ગુંથાણો,
અધવચ રેતો ઝુલી;
કોલ કરાર તો અલગો કીધો,
પછેં આખર ગયો રૂલી. દુનીયાં૦

સુત વીત દારા સગાં સ્વારથનાં.
અંતે ધુવર ધુલી;
મનખા દેહનો મરમ ન જાણ્યો,
પછે, વાત ગઈ છે ખુલી. દુનીયાં૦

માન શિખામણ લુણ હરામી,
અવસર લેને તુલી,
દાસ દયો કે મન ભજો ભુદરને,
અંતે ભકિત કબુલી. દુનીયાં૦

## ચાબખો

ઓળખી લે આતમા તારો,
જીતી બાજી શિદને હારો          ટેક.
ગર્ભવાસમાં પ્રાણિ જઇ ગુંથાણો,
ત્યારે દીધો તો કોલરે          પ્રાણિ ત્યારે૦
આંયા આવ્યા પછી ભૂલી ગયો.
હવે ઉલટા કાઢે છે બોલ
અવિદ્યામાં ગ્યોછું ભૂલી,
ડાપણુ તારૂ જાય છે ડુલી          ઓળખીલે૦
આજકાલ કરતાં ઉઠી જાવું છે,
પડયું રેશે ધન ધામરે          પ્રાણિ પડયું૦
અંતકાળે તારો કોઇ નથી,
સુત બંધુને વામ.
પરાણે પકડી જાશે,
પછે પસ્તાવો થાશે          ઓળખીલે૦
મોહ માયામાં મુંઝાઇ મુવો,
ઓળખ્યા નહિં આતમરામરે   પ્રાણિ ઓ૦
સંત સેવામાં સલીળથ્યો,
પછે અંગમાં ઉપજયોકામ
નરકમાં ગ્યોતું ચાલી,
મનુષદેહ પામ્યો ખાલી          ઓળખીલે૦

હવે કહું છું હું હેત કરીને
તું ધર હરિનું ધ્યાન રે પ્રાણિ ધર હરિનું ધ્યાન
દયાનંદ કે આ અવસરમાં.
પદ પામો નીરવાન.
નિશ્ચે કરી નામને ટેરો,
મટી જાય કાળનો ફેરો          ઓળખીલે૦

કારાયડા રાગની બેત

આશક લાગે અલ્લફ્મેં, જેખપી થઈ ખ્યાખાક,
માશુક મેબુબ મોજમેં, શુરાંતાથીએ છાક;
દિલ જીન જ્યોં પાક, ઇઆ દેશી ઉન દેશ જા. ૧
ધખે ધુણી ધ્યાનજી, આસ અંગિઠી જાર,
ગુસ્સો કરે હરામસેં, મન મોતાજી માર;
કલમેં હુવા કરાર, ઇઆ દેશી ઉન દેશ જા. ૨
તલફ નુર જહુરકી, આશક ઉર સમાય,
કલીબ કલેજા કાઢકે, પરકી કરે ભલાય;
દીયેં લાવું લે લાય, ઇઆ દેશી ઉન દેશ જા. ૩
મરી મટી થઇ વીયા, સચ્ચા સામત શુર,
કફર કલમા કટારસેં, માર કીયે રણ દુર;
હકેં રહે હજુર, ઇઆ દેશી ઉન દેશ જા. ૪
સચા બંદા સાંઇકા, જો હકેં રહે હજુર,
નેકી બદી સમજકે, તજે અંતર જો દૂર;
સો સામત રણશુર; એ આ દેશી અગેવીયા. ૫

મોજ મોબત માલીકજી, બઇન બાજી ઓર,
આઠું પોર અલમસ્ત હે, નેકી નિવાજાં જોર,
રહેનાં દુજી ઠોર, એ આ દેશી અગેવીયા. ૬
સાધ સુહાગી શુરમાં. ભજનુ જા ભંડાર,
આશક માશુક મોજમેં, આઠું પોર ગુલજાર;
પાકો હુવો કરાર, એ આ દેશી અગેવીયા. ૭

કાફી

મજરા કરો મેરમકા, પ્યારા દલ તું,
મજરા કરો મેરમકા;
ભેદ તો મીલે ગુરૂ ગમકા. પ્યારા દલ૦ ટેક.
મજરા કરીને મુરશિદ મનાવો,
લાવો લીજત રસ રંગકા. પ્યારા દલ.
આશક અમીરિ અદલ અલ્લાજી,
ખોજ પકડ હરદમકા. પ્યારા દલ.
સુરત ચલાવો પિયુસેં મીલાવો,
પાવો પીયાલા પરેમકા. પ્યારા દલ.
દાસ દયાનંદ બ્રહ્માનંદસે,
આવે આનંદ અગમકા. પ્યારા દલ.

કાફી

દેખો તમાસા એહી ઘટકા,
પ્યારા મન દેખો તમાસા એહી ઘટકા;
ખેલ તો ખેલોને ઉલટકા. પ્યારા મન૦

અમર અલેકા ઘટમાં બિરાજે,
દોર લગાવો જેસેં નટકા. પ્યારા મન૦
નામ નિરંતર નિરખો નિજાતમ,
પરખો પુરણ પ્રેમ પટકા. પ્યારા મન૦
શિલ સંતોષ ઓર સંત સમાગમ,
સાર શબદ સુખ છટકા. પ્યારા મન૦
દાસ દયાનંદ બ્રહ્માનંદસે,
ખેદ ટર્યા ભવ ખટકા. પ્યારા મન૦

કાફી

સાંઇ મન મુસાફર આયો, સાથે દેહ અમુલખ લાયો;
જામે નામ નબીકો પાયો. સાંઇ મન૦ ટેક.
બાંધી કમર ને ચલ્યો વિદેશે, નેકી નામ ધરાયો;
તનકી તોપાં દમકા દારૂ, સેલ સેતાન હટાયો.
સાંઇ મન૦
અનભે હોકે ગયો મહાબનમેં, વેરી ઘાવ લગાયો;
જ્ઞાન ગરિબી શબ્દ ગલોલા, ભવકો બુરજ ઉડાયો.
સાંઇ મન૦
મેરી તેરી માન ગુમાનાં સો, ફોગટ ફેર ખવાયો;
હરદમ હિંમત લાઉં અલફમેં, ખાંતે ખેલ મચાયો.
સાંઇ મન૦
કરી કમાઇ સાવ ચરનકી, નેનેંસેન લખાયો;
દાસ દયો કે દિલ દરવેશી, નુરેં નુર જમાયો,
સાંઈ મન૦

## કાફી

સૈયાં મોવન મોહ લગાવે, મારી સુરતેં ઔર ન આવે;
સો સુરત મનોહર ભાવે—સૈયાં મોવન૦ ટેક
પીત બસન ઔર શ્યામ કમલ મુખ,શોભા સરસ ધરાવે;
કાનુમેં કુંડળ બાંય બાજુબંધ, શિર મુગટ ઝલકાવે. સૈયાં
આવત દેખું એહિ નટવરકું, તબ દિલ મોરો હરખાવે;
આઠું પોર લગી એ સુરત, મનકી ભાન ભૂલાવે. સૈયાં
દિનભર સુખ ન આવે ભૂવનમાં, તનમાં નાચ નચાવે;
કુળ કુટુંબમાં મન નહિં લાગે, નજરે એ દરશાવે. સૈયાં
હરદમ એહી રમે હજુરે, સો મોહી અધિક સુહાવે;
દાસ દયાનો નાથ નિહાળી, સુરતે શામ સમાવે. સૈયાં

## કાફી

મુસાફર આજ પ્રભુસે,
કરલે અંતરમાં પ્રિત મુસાફર૦
હરખ કરીને હરિવર સાથે,
પરખી કરો પ્રતિત;
ભાવ કરી ભજીયેં ભગવાના,
સમજ પુરાની રીત. મુસાફર૦
વ્યાપિ રહ્યો સો જલ થલ માંઈ,
પુરણ ભયે જગમીત;
સોહંગ સેન સુધા સમજાની,
શ્યામ સમાયા ચિત. મુસાફર૦

સો પદ પાયા વે ગુરૂ ગમથી,
આતમ તત્ત્વ અજીત;
દાસ દયો સો સાધન પાઇ,
ભવસેં ભયો અભીત. મુસાફર૦

કાફી

મનશું માની બેઠો મારૂં,
મનકા માન્યા તેરા નહિં;
તું વૃથા કરે સો ખારૂં. મનશું૦ ટેક
જો દેખો સોઈ વિનાશી,
અવિનાશી આડુ બારૂં;
દલકા ધોખા દુર કરો તો,
અંતરમાં ઉજીયારૂં. મનશું૦
દલકે દર્પણ મુખડાં દેખો,
નરખ પરખ નોધારૂં;
શુન શિખર પર સતગુરૂ બેઠા,
તાસેં કરો વેવારૂ. મનશું૦
મેલોને આંટી થાઓને માટી,
ખેલો ખેલ ખેલારૂ;
મજરે મલશે મનકા મેરમ,
રામ રતન ધન પ્યારૂં. મનશું૦
અવર ઇરખા મનની મેલો,
ખેલો સ્વરૂપ ચોધારૂં;

દાસ દયો બ્રહ્માનંદ ભરોસે,
બન ગગે ભવકે તારૂ. મનશું૦

---

કાફી (ગિરનાર મેં દાતાર) એ રાગ.

મુસાફર હો જાનાં હુશિયાર,
મનકું મારી લાવું લગાવો
ભાવુ જા ભંડાર. મુસાફર૦ ટેક
કોટ વંકા કાંગરાને, સાંઈ રમે ચોધાર;
નિરખી લે તું નુર નિશાના, પલમાં પાવો પાર.
મુસાફર.
સતકા સોટા ધરો બગલમાં, હિંમત જા હથીઆર,
લોભ મોહકું મારી હટાવો, પાકો કરો કરાર.
મુસાફર.
જ્ઞાનકા તિર શબ્દકા ભાલકા, કરિયા કરડી સાર;
ભજન ભડાકા હુવા ગગનમેં, રામ નામ રણુંકાર.
મુસાફર.
મે બંદાહુ ઓઈ નામકા, સો મેરા સરદાર;
દાસ દયો અબ હુવા નિશંકી, સંત ચરન બલિહાર.
મુસાફર.

કાફી

મુસાફર મોબત જા પ્યારા, મુસાફર મોબત જા પ્યારા;
હક ધણિ સેં રહે હજુરી, મેબુબ મત વારા.
મુસાફર. ટેક

લાઉં જીનજી લગી નુરમેં, અંતર ઉજીઆરા;
અદલ કરી છે એક અલફમેં, સાહેબ ચોધારા.

મુસાફર.

બાંગ નિવાજાં ઓર ઈબાદત, આશકજા આરા;
મેર ધણીજી હુઈ સતંતર, કલમેં કિરતારા.

મુસાફર.

કફર કલીંબા છોડકે, ખોજે ફીલફ ફીમારા;
સાચ જુઠસેં ન્યારા સાંઇ, દેખે દેદારા.

મુસાફર.

શમ દમકા હુવા સેલાની, દુનિયાં સેં ન્યારા;
દાસ દયો કે સોઈ ફકીરા, નિત નિત ગુલજારા.

મુસાફર.

---

પ્રભાતિ (જોબનમાંરે દિવાની કાયા) એ રાગ.

તારી માયાનો તુંજ ધણી છો,
શીદ થઈ અમારી લારે રે. ટેક૦
ભેળી રહીને કરે જુદાઇ, મીઠી થઇને મારેરે;
ડાપણ સવળું ડોળી નાંખે, બેઠી અંગીઠી જારેરે. તારી
માંડ કરીને મન સમજાવું, વચમાં ધીંગાણું ધારેરે;
જ્ઞાનધ્યાનમાં ગોથાં ખાવારે, વણમોતે લઇ મારેરે. તારી
કહીયેં તોયે કાને ન માંડે, ઉલટી આવે ખારેરે;
મુક્કો દઇ માંઇ બેઠી બોલે, કોણ આવે ત્યાં વારેરે. તારી

આદિ અંતમાં છઉં તમારો, પ્રભુ છો તારણ હારેરે;
દાસ દયો પ્રભુ ઉર વસે, ભવદુઃખ નિવારેરે. તારી.

પ્રભાતિ (રાગ ઉપરનો)

પ્રાત સમે ગુણ ગાઇયે ગુરૂના,
આનંદ ઉરમાં આણીરે. ટેક,

ગુરૂ વિના શુદ્ધ જ્ઞાન ન આવે,
નરભે નવ થાય પ્રાણિરે;
સંશય શોક કલ્પના મનકી,
ગુરૂ વિના દુખની ખાણીરે. પ્રાત૦

ગુરૂ મળે તો ત્રિવિધી ટાળે,
સત અસત લીયે જાણીરે;
વિવેક વિચારનું રૂપ બતાવે,
ટાળે ચોરાશીની ઘાણીરે. પ્રાત૦

ધિરજ થઇને ગુરૂ સેવા ઉર ધારો,
બોલો અનહદ વાણીરે;
કાળ કરોધને દૂર કરીને,
ચિત લીયે ચરણુમાં તાણીરે. પ્રાત૦

શિલ સંતોષને સેજમાં વરતી,
દાણુ ન માગે દાણીરે;
દાસ દયાનંદ બ્રહ્માનંદ ભરોસે,
પદ ખેલે નિરવાણીરે. પ્રાત૦

## પ્રભાતિ (રાગ ઉપરનો)

ભોર સમે ભવ તારણ ભોળો,
પુજો પ્રેમ કરીને રે. ટેક

વાઘાંબર પીતાંબર છાજે,
બેઠા ધ્યાન ધરીને રે;
દેખત એસો રૂપ મનોહર,
કાળ રહે છે ડરીને રે. ભોર.

ભાલ તિલક કેશરનું કીધું,
અંગે વિભુત ભરીને રે;
ભાવ સહિત કોઇ ભજે ભોળાને,
નાવે જન્મ ફરીને રે. ભોર.

સેવક સારૂ વૃષભ ચડીને,
જઇને દળે છે અરિને રે;
દાસ દયા પર દયા કરો તો,
પોચે ચરણ હરિને રે. ભોર.

## પ્રભાતિ (રાગ ઉપરનો)

રામ ભજનમાં રાતા માતા,
સો વિરલા મન ભાવે રે, ટેક.

આઠું પોર એક નામ અમલમાં,
મસ્ત થઈ ગુન ગાવે રે;

અનુભવ તત્વ તનમાં ન્યાળી,
આનંદ ઉરમાં સમાવે રે. રામ.
શિલ સમરણી કરમાં ધારી,
ધ્યાન ધિરજ મન લાવે રે;
અનભે આસન વિવેક વિભુતી.
પ્રેમ પીયાલા પાવે રે. રામ.
અડગ ઉમંગ અલક ઘર જાગી.
સુરતી શબ્દમાં ધાવે રે;
સેજ શિખર પર નામ નિશાના,
અનહદ ધુન સુનાવે રે. રામ.
અંતર ટાળી નિરંતર રહેવે,
સાધન સેન લખાવે રે;
દાસ દયાનંદ હંસ હરિજન,
મોક્ષ સુરતમાં આવે રે. રામ.

———:o:———

પ્રભાતિ. (રાગ ઉપરનો)

હે મન મુરખ માન તજીને,
ભજ વ્રજરાજ નિત ભાવ કરીરે. ટેક.
જન દુઃખ હારન ભગત ઓધારન,
જુગ જુગ અવતાર ધરિ રે;
ભોમિ ભાર ધરમ હિત કારન,
પ્રગટ ભયે ગોકુલ હરિ રે. હે મન.

સંત સમાગમ કર મન માયલા;
પ્રેમ રસાયણ ઉર ભરી રે;
કામ ક્રોધ મદ લોભ તજીને,
કરો ભક્તિ ભવ નાવે ફરી રે. હે મન.
ધર હરિ ધ્યાન ગોવિંદ ગુન ગાયલે,
કર સુક્રીત અવ જાય જરી રે;
જનમ મરણ સંકટ ફેર નાવે,
લે નિજ નામ જમ રે છે ડરી રે. હે મન.
એ શિખામણ માન તું મેરી,
પલ પલ પ્રભુને ચરન પરી રે;
દાસ દયો દુઃખ જાય સમુળું,
પાય પ્રભુ અંગ અંગ ઠરી રે. હે મન.

---

પ્રભાતિ (રાગ ઉપરનો)
કેમં થયો મન તું અભિમાની,
શિદ મરે મોહ ફાંસીમાં. ટેક.
ઉમર ખોઇ વિષય વિલાસે,
નવ ગયો ગંગા કાશિમાં;
કરસેં દાન પુન્ય નવ કીનો;
ગયો જગતની હાંસીમાં, કેમ.
સ્નાન ધ્યાન ગુરૂ જ્ઞાન ન પાયો,
ભટકયો ભોગ વિલાસીમાં;

આવ્યો એવો ગયો ઉવારે.
ભવ દુઃખ પાપ ચોરાસીમાં. કેમ.
સાધન શિલ સુજશ નવ લીનો,
અટકયો અવિદ્યાની આસામાં;
ભાવ કરી ભક્તિ નવ કીધી,
મુવો માયા દુઃખ ખાંસીમાં. કેમ.
હવે કહું બે હાથ જોડીને,
પરખો પુરણ પ્રેમ પ્યાસીમાં;
દાસ દયો ગુણ ગાઈ ગુરૂના,
રહો નિજ જ્ઞાન હુલાસીમાં. કેમ.

---

પ્રભાતિ ( રાગ ઉપરનો )

જાગોરે મન જગ્ત જાળમાં,
કયું સુતો પગ તાણીરે. ટેક
એ નર તન એળે શઠ ખોયો,
જોઈ જગતની કાણીરે;
તન ધન આળસ ઓર કુટિલતા,
વામેં મતી લોભાણીરે. જાગોરે.
માનત નાહીં વિધિ વચનકું,
ઉલટ મોહ ઘેરાણી રે;
હરિ મારગમાં હિંમત નાણે,
ખાન પાન જમરાણી રે. જાગોરે.

જે સુખ જ્ઞાન ધ્યાન સમજાવો,
તો કહે સબ હમ જાણીરે;
માન ગુમાન ધરી ઉર અંતર.
નિશદિન મતિ મુંઝાણી રે. જાગોરે.
એ શિખામણ માન મનોહર,
અંતર કરો ઓળખાણી રે;
દાસ દયો સાધન ગુણ સંપન્ન,
સો ગયે પદ નિર્વાણી રે જાગોરે.

પ્રભાતિ ( રાગ કડખો )

પત બાના તણી રાખ શ્રી રામજી,
આ કઠણ કલીજુગમાં સાર લીજે;
જેસો અપરાધ તો પાર નહીં અમ તણો,
બાનું જાણી પ્રભુ વાર કીજે. પત૦ ટેક
અધમ ઓધારણ નામ હરિ આપનું,
દીન બંધુ વળી તુંજ કાવે;
સો પ્રભુ કોપથી મારશો રાંકને,
શું શિર પાગ પ્રભુ તુજ આવે. પત
વૃજનું દુઃખ જોઇ ગોવરધન તોળીયો,
પીધો દાવાનળ ગોપ કાજે;
સાયર જંગીયો ભાર પીઠે લીયો,
તે હવે મંદને કેમ દેખી લાજે. પત.

અધમ અજામિલ આપે ઓધારીયો,
ઢીમર ગીધને વ્યાધ જેવા;
તેમ પ્રભુ મુજને કેમ નથી માનતા;
છૈએ તેજ તમે જાણો તેવા પત

બળશું દાખવું અબળા અંગથી,
નિરબલમાં બલતે નાથ તારૂં;
દાસ દયાને જાણી નિજ દાસમાં,
બિરદ સંભારી પ્રભુ કીજે વારૂ પત

પ્રભાતિ (રાગ ઉપરનો)

સાંભળો અરજ પ્રભુ અબુધ અજાણની,
હવે પોકારી કહું વાત છેલી;
નિતિ મરજાદ તે છે સદા આપની,
તે હવે જાય છે માન મેલી સાંભળો. ટેક

વેદ મરજાદને મૂઢ માને નહિં,
ધરમ કરમમાં ઢોંગ જામ્યા;
વાર વેલી કરો વાત વહી જાય છે,
દુઃખ ઉભાં થયાં સુખ વામ્યાં સાંભળો.

નિત્ય કર્મો તણો નાશ દ્વિજને થયો,
ક્ષત્રિ નિજ ધર્મની ભાન ભૂલ્યા;
કરમ નાશી ગયાં મેઘ માઠા થયા,
એમ પરજા સહુ દુઃખ ડુલ્યા સાંભળો.

ન્યાય નિતિ ગઇ રાજ દરબારથી,
અનિત્ય અધર્મ ત્યાં વાસ કીધા;
ઇષ્ટ ઉપાસના અળગી એણે કરી,
પાપના થોક તે એમ લીધા સાંભળો
સલીલ શ્રોતા થયા વકતા બહુ ભાતના
વાંચે પુરાણુ સત શાસ્ત્ર ગાવે;
શુદ્ધ સાધનથી તત્ત્વ સમજ્યો નહિ,
આપમાની આડો વાદ લાવે સાંભળો.
એમ આ જુગમાં ફંદ બહુ ઉપન્યા,
તમ વિના તેહને કોણુ ટાળે;
દાસ દયો પ્રભુ આપ કિરપા થકી,
ત્રિવિધ તાપને તુરત ગાળે: સાંભળો.

---

પ્રભાતિ ( રાગ ઉપરનો )

ચેત મન પ્રાણિયા ચિત શરને કરી,
ધર હરિ ધ્યાન નિજ રૂપ જાણી;
માન મૂકી પરૂં દલ ખોજે ખરૂં,
સોજે સ્વરૂપને પ્રેમ આણી, ચેત. ટેક
પાર પરમેશ્વર સકળ ઘટમાં રહે,
હોય ગુરૂગમમાં સુખ ખાણી;
નિત્ય નરખે કરી અનિતને પર હરી,
તજે દુર્ગુણની કર્મ કાણી ચેત

કુસંગ કુટિલનિ આશ ઉરમાં તજો,
હરખે શોક તે મેલહાણી;
ભકિત ભગવંતની કરો શુભ ભાવથી,
બાંધ ગુરૂ જ્ઞાનની ગાંઠ તાણી ચેત.
સાધન સિધ કરો શબ્ધ ઉરમાં ધરો,
શિલ સમરણુ કર વિમળ વાણી,
શમ દમ ચોકીયે મન બાંધો સદા,
બાવે બ્રહ્મ રસ તે પીજો છાણી ચેત.
એમ આ દેહનું સુફલ સાધો તમો,
સાધ સંગતનું સુખ માણી;
દયાનંદ આ અવસર ઓળખી,
મરણને જન્મની ટાળ ધાણી ચેત.

પ્રભાતિ ( રાગ ઉપરનો )

અખંડ અવિનાશ તે જાણ્ય નિજ આત્મા,
મહાત્મા અનુભવિ તે આયું ટાળે;
મિથ્યા પ્રપંચનું માન અળગું કરી,
જ્ઞાન હિમાળે જઈ મન ગાળે અખંડ. ટેક
શબ્દનિ સાનમાં સંત સુખીયા થયા,
થાપ ઉથાપ નહિં ઉર ન્યાળે;
શુદ્ધ સ્વરૂપનો અનળ ઉદે કરી,
કરમને ભરમનું વન બાળે અખંડ.

શિલ સંતોષ બે સાધને શમ કરે,
હાણુને લાભ તે ધરણુ ઢાળે;
સત્ ચિત્ આનંદ ગુરૂ ગમે સિધ થયા,
અભયના સુખમાં બ્રહ્મ ભાળે          અખંડ.

એમ ઉરધ્યાનમાં નાથ નિરભે કરી,
સ્વપ્ન સંસારનો નાશ વાળે;
હુંને મારૂં તે અવિદ્યા અંગમાં,
ખડગ ખમીયા તણું લઇને ખાળે          અખંડ.

સાધુના સંગનો રંગ ઉર પ્રગટયો,
અવર ઉપાધીનું મુળ બાળે;
કહે દયાનંદ એમ અભેદને ઓળખી,
મરણને જન્મને મેલ્યું થાળે          અખંડ.

## પ્રભાતિ ( રામ ઉપરનો )

પ્રેમ પ્રભુ તણું સુખ તે શું કહું,
હરિજન હેતથી સેજ માણે;
જાણુ નિજ આત્મા મહાત્મા મન શમ્યા,
તત્ત્વ રૂપે સો સંત જાણે          પ્રેમ. ટેક

સ્નેહ ચિત્તે કરી ઓળખ્યા શ્રીહરિ,
હરખ હૈયામાં અતિ શોક નાણે;
આઠુ પોર તે ઓવ આનંદનો,
મન તણા વેગને મેલ્યું થાણે          પ્રેમ.

શિલ સંતોષ બે અંગમાં ઉમગીયા,
ધિરજ ધારણ તણા તંગ તાણે;
આપું પોતા તણું બ્રહ્મજ્ઞાને ગળ્યું,
ધ્યાન મુરતિ તણું ઉર આણે પ્રેમ.
સંતના શબ્દમાં ચિત નરભે થયું,
ભાવ ભક્તિ તણો રસ છાણે;
હુંને મારૂં તે અંગે અળગું થયું,
કામને ક્રોધ તે ઉર નાણે પ્રેમ.
શુભ સાધન થકી પ્રભુને પેખીયા,
લેખીયા લગનમાં લાવ લાણે;
દયાનંદ નિજ આતમા ઓળખી,
પીધું પિયુષ તે ભાવભાણે પ્રેમ.

પ્રભાતિ ( કોઇ ચડાવે ધનુષ બાણ ) એ રાગ.

જાણ્ય જાણ જાણરૂપ, હૃદય ને ન આગે;
અવિદ્યા અજ્ઞાની જીવ, અંધ થઇ ભાગે જાણ્ય. ટેક
આધે ચંદ આધેસુર, ઉલટ એક હુવા નુર;
સેજ શ્યામ સમજી ઉર, મહદ ભાગ્ય જાગે જાણ્ય.
રૂપકો તો અતિ અંબાર, ઉલટ ચગે નટવાતાર;
બિમ્બ રહે નિરાધાર, ત્યાંહી મન લાગે જાણ્ય.
વરતી લાગી ગગન, ઉન મુનીમાં રહ્યા મગન;
તાઇ મેંતો હુઇ લગન, નેતિ પદ માગે જાણ્ય.
શુભ અશુભ બ્રહ્મ સમાય, હું તું મન ગયો વિલાય;
દયાનંદ દલકે માંય, અનભે અનુરાગે જાણ્ય.

પ્રભાતિ ( લલિતની મહી વેચવા નીસર્યાં) એ રાગ.

હરિવર સેં કર હેત,
મુરખ મન હરિવરસેં કર હેત ટેક
હરિ હૃદયામાં નિરખો નિરંતર,
તજી દે મનનું ફજેત મુરખ.
નટવર નાગર સુખકો સાગર,
મુક્તિ અભેપદ દેત મુરખ.
મુગટ મનોહર કલંગી મોતનકી,
ઉર માલ મન હરિ લેત મુરખ.
દાસ દયાનો નાથ નિરખ લે,
તન મન પ્રાન સમેત મુરખ.

પ્રભાતિ–રાગ ઉપરનો.

દેખી મોરાં નેણાં રે ઠરે,
સુંદર વર દેખી મોરાં નેણાં ઠરે ટેક
શ્યામ સુવાગી છેલ છબીલો,
નિરખતાં ન્યાલ કરે સુંદર.
ઉમંગ અનોપમ ઉર લપટાનો,
ભવદુઃખ તાપ હરે સુંદર.
ભાવ પ્રેમમાં ભઇ મતવાલી,
પ્રિતે પ્રિતમ શું વરે સુંદર.
દાસ દયાનો નાથ નિહાળી,
ભવદુઃખ દૂર કરેરે સુંદર.

## રામગરી

સમરો સોહંગ શામને,
દલ રાખીને દરિયા;
ઘટઘટ પરગટ રમી રહ્યા,
સેન શબ્દુમાં વરીયા સમરો. ટેક

અગર અનોપમ ધામ છે,
સેજે સુરતી સમાવે;
ચાંદ સુરજ દોય સમકરી,
ઉલટી રાહ ચલાવે સમરો.

આસન અનભેરે અંગમાં,
સાધન શામ દમ ધારી;
ઇશ અનોપમ આપનાં,
પરખ્યા પ્રેમ પસારી સમરો.

ગુરૂગમ ભાવેથી ભેટીયા,
અંતર ઉમગ્યા મોરારી;
જલથલ થાવર એક છે,
નિરખો હુંપદ હારી સમરો.

વ્યાપક પુરણ બ્રહ્મ છે,
તે પદ જાણે ઝવેરી;
દાસ દયો કરી વંદના,
ટાળે ભવજળ ફેરી સમરો.

## રામગરી

ગુરૂજી ગરિબ નિવાજ છે,
સબ ઘટમાં સરખા;
દરગે દેખ્યા સાંઇને,
નુરતે સુરતે નરખા — ગુરૂજી૦ ટેક

સતગુરૂ શબ્દ સોહામણા,
મહા વાયકમાં મળીયા;
સાંભળતાં સુખ ઉપન્યું,
તાપ ત્રિવિધીના ટળીયા — ગુરૂજી૦

આશ નિરાશ પદ આપીયું,
કાંઇ સાને સમજાવ્યું;
રામ રતન આલ્યું રોકડું,
તે મારા ઉરમાં લગાવ્યું — ગુરૂજી૦

પ્રેમ કરીને પરખીઉં,
શોભે સૌમાં સવાયું;
સંત સનુરા સાટવે,
ચિત જેના ચરણુંમાં છાયું — ગુરૂજી૦

ગુરૂ સમો નહિં કોઇ શેઠીઓ,
જેણે મહા ધન દીધું;
દાસ દયાનંદે ઓળખી,
શિર સાટે લીધું — ગુરૂજી૦

## રામગરી

શબ્દ સોરંગા સાધ હે, જેનાં લક્ષ લાખેણા;
ગુણ ગરવા ને ગંભિરતા,હિસે નિરમલ નેંણા શબ્દ. ટેક
પાકાં મતાંને પરમારથી, સુરતા જેની શબ્દે સમાણી;
અંતર ટાળી આપદા, નિરખી નામ નિશાણી. શબ્દ.
શમદમ સાધી સાધના, વરતી થઇ છે વેરાગી;
સંત સમાગમ સેજમાં, લગની લાલશું લાગી. શબ્દ.
રેણી શિયલને શુરમાં, અંતર આતમ ઉદાસી;
પરખ્યા પુરણ બ્રહ્મને, હિસે પ્રેમના પીયાસી. શબ્દ.
ધ્યાન ધિરજને ધારણા, ગુરૂતમ જ્ઞાન હુલાસી;
દાસ દયા કરૂં વંદના, ઓળખી આપ અવિનાશી. શબ્દ.

## રામગરી

નર દેહ પામ્યાથી શું થયું,
ભાવે ભક્તિ ન કીધી;
ઇશ્વર આરાધે આળસુ,
અંગમાં અવિદ્યા લીધી નર૦ ટેક
સાધન શિલ સમજ્યો નહિં,
આવી ભરાણો અભિમાને;
ભૂલે ભાન ભૂલી ગયો,
હરિ જોયા નહિં સાને નર૦
કામ ક્રોધને કૂટિલતા,

મુવો મોહને બાણે;
અવસર આવ્યો જાણ્યો નહિં,
ઠરી બેઠો નહિ ઠેકાણે નર૦
નિંદ્યા અવિદ્યા સુરમો,
સતગુરૂ શબ્દનો દ્રોહી;
પ્રેમે પ્રભુ નવ ઓળખ્યા,
ગયો નર તન ખોહી નર૦
પેટ ભરવાને પાંપળે,
હરિ મેલ્યા છે વિસારી;
દિવસ ઉગે દીસે નહિં,
આગળ આવી અંધારી નર૦
શમદમ સાધન ઓળખી,
તનમાં શિલવ્રત ધારે;
દાસ દયો સોઇ સુરમાં,
ભવદુઃખ ખેદ નિવારે નર૦

ભજન ( સેવકોના સુધારો કાજ ) એ રાગ.

સુણી લ્યો અધમ ઓધાર,
અરજ મોરી સુણી લ્યો અધમ ઓધાર ટેક.
આદિ અંત ગુરૂ દાસી તમારી,
તમેં તારણ કિરતાર;
અબળા જાણીને ઓધારજો,
બિરદ નિભાવણહાર. અરજ.

દયા કરી ગુરૂ ભવ દુઃખ ટાળો,
મેરમ માનીને પોકાર;
વાર કરો ગુરૂ વસમી વેળાએ,
દુષ્ટનું કષ્ટ નિવાર. અરજ.
સાન શબ્દ વિશ્વાસ થકી,
કાંઇ લંઘી થયા ઉણપાર;
તેમાં ત્રિકમજી તારણ હતા,
એમ અબકી વેળામાં ઉગાર. અરજ.
જુગરે જુગમાં અનેક અનેકવાર,
સંતુની લીધીરે સંભાર;
કઠણ કળીમાં કરૂણા કરો,
તમે મદહારીરે મોરાર. અરજ.
વારે વારે ગુરૂ શુરે પોકારૂં,
નકલંક નેન નિજાર;
દાસ દયાને બ્રહ્માનંદમાં,
સદા રાખો સતીયાર. અરજ.

ભજન

સમજ મન સાન શબદ કેરી, સત ગુરૂ મળીયા માલમી,
વાકી સુરત લીયો હેરી. સમજ મન ટેક.
શબ્દ સંભાળો, આપું ટાળો, ગાળો ગર્વ તણી ઢેરી;
નિશ દિન જપો નિજ નામને, મટે આવાગમણ ફેરી.
સમજ.

નુરત સુરતકા માંડો મોરચા, લીયો રેણી તણી શેરી;
ઉનમુન ધરલે ધ્યાન ગોરાંકા, જ્યાં અજર અમર ડેરી.

સમજ.

શમ ઓર દમકી ચોકી રખલે, કરો કરણી મહાઘેરી;
સન્મુખ ચાલો શુર થઇ, પ્રેમ બખ્તર લ્યો પેરી,

સમજ.

સંત સમાગમ ઓર સમરણ, આવે સુખ મહા લેરી;
દાસ દયાનંદ પુરણ થઇ, અબ મન વરતી મેરી.

સમજ.

ભજન

સાધુ બ્રહ્મનિરંતર ભાળે,
  દ્વૈતપણું અંતરના અવગુણ
અંગથી અળગાં ટાળે. સાધુ ટેક.
  માન મોહને કપટ કૂટિલાઈ,
સો લઇ ખલકમાં ખાળે;
  શુભ સાધન ઉર સાન લઇને,
જ્ઞાન ધ્યાનમાં ગાળે. સાધુ.
  મમતા મારે લોભ લાકડે,
આશ અનિતમાં વાળે;
  સત શબ્દ સંતોષ ગૃહીને,
બ્રહ્મ અગ્નિમાં બાળે. સાધુ.

હું તું મારૂં હાર પમાડે,
સલીલ ચડાવે ચાળે;
કરીયા કટાર ધિરજની ઢાલે,
ક્ષમા ખડગ લઇ ઢાળે. સાધુ.
એહિ વિધિ સાધુ રહે અલંગી,
દિલ ભર સુખ નિહાળે;
દાસ દયો કે સો મરજીવા,
ચડે નામકે નાળે. સાધુ.

ભજન

હંસા ચાલોને જાયેં નિજ દેશમાં રે,
જ્યાં છે પૂરણ આનંદ;
હંસા આશા તજો આ જગતની,
છોડી દે સઘળો ફંદ. હંસા. ટેક.

હંસા આખર નથી કોઇ આપણું રે,
જુઠી સબ મનવાર;
સાન ભુલાવે સાધનીરે,
માથે મેલી મોટો ભાર. હંસા.

હંસા પધારો કે છે તે આવશે મેલવારે,
મોરે હાલીને મસાણ;
વળતાં વળશે ઉતાવળારે,
શીરે કરશે મોકાણ. હંસા.

હંસા વધુ વાલું વલખાં વીણુશેરે,
દાખવે પોતાનું હેત;
સ્વારથ રૂવે છે આપણોરે,
ઉલટાં કરવા ફજેત. હંસા.

હંસા અહીંના હતાં તે ઉભા રહ્યાંરે,
થયો અંતનો સંગાત;
મારીને મોરે ચલાવશેરે,
કોઇ ન પૂછે એની વાત, હંસા.

હંસા વારે વારે શું વિનવું રે,
માની લેને મુરખ ગમાર;
દાસ દયો દલને દાખવેરે,
છેલી શિખામણ સાર. હંસા.

ભજન ( સખી સાંભલને કહું વાતડીરે ) એ રાગ

હંસા હરિજન હીરાનાપારખુ,
તેની સંગતે સોદા કીજેરે;
હંસા શબ્દ સુધારીને સાટવેરે,
તેને અંતર ધારી લીજેરે હંસા ટેક૦

હંસા પ્રેમરે પિયુસેં પ્રગટયો,
જેનિ સુરતા સનમુખ ચાલેરે;
હંસા સોહંગ સમાણો જેને સાનમાં,
તેને ત્રિભુવન તનડામાં માલેરે હંસા.

હંસા ધારણુ ધડે મન મોલમાં રે,
જેની સેજમાં સાન સમાણીરે;
હંસા અંતરમાં જોયો નિજ આતમારે,
તેને મટી ગઇ હરખને હાણીરે હંસા.
હંસા શિલ સંતોષ શુભ ગુણમાં રે,
જેની વરતી વિશ્રામ પામીરે;
હંસા આવરણ અળગાં હુઇ રીયાં,
જેણે નિરખ્યું નામ અનામીરે હંસા.
હંસા બ્રહ્માનંદરે આનંદમાં રે,
પુરણ પ્રિત લગાવેરે;
તેને દાસ દયાનંદ વિનવી,
સતગુરૂ ઉરમાં લાવેરે હંસા.

ભજન—ચડ પુરણ ગઢ માંઇ—એ રાગ૦

મેરે અબધુ ખોજ કરો દલ માંઇરે,
તેરો પલ પલ અવસર જાઇ—મેરે અબધુ ટેક૦
હાડ માંસકો પિંજર બનીયો,
મટ્ટી ઠાઠજ માંઇરે;
રૂપ રંગ જોઇ હરિને વિસાર્યા,
તો આખર જાશેરે વિલાઇ— મેરે અબધુ.
આ ભવ જલમાં સુખ દુઃખ લેરી,
તેમાં રીયો રે તણાઇરે;

ભાવ કરીને ભક્તિ નવ જાણી,
તો ઠાલી ગઇ ઠકરાઇ— મેરે અબધુ.
સંત સમાગમ કર મન માયલા,
શબ્દે ચિત્ત લગાઈ રે;
શિલ સ્નેહ ધરો ઉર અંતર,
પ્રેમ રસાયણ પાઇ— મેરે અબધુ.
એ શિખામણ અંતર ધારો,
મનનો માન હટાઇરે;
દાસ દયો ગુરૂ દેવ ચરનમેં,
તો કાલ કબુ નહિં પાઇ— મેરે અબધુ.

ભજન

બેલીડા બેલપેં આવીયેં,
નવ થાએં મનડાનાં મોળાંરે;
ભાર દેખીને નવ ભાગીયેં,
આગળ ભાર છે અણુતોળારે. બેલીડા ટેક૦
મણિધરની ગતિને વિચારીયેં,
શિર પર ધરણુ ઉઠાઈરે;
ભાર સહીને ભોયંગ બન્યો,
સેજેં હોઇરે સવાઇરે. બેલીડા
કુરમકળા અદ્ભુત છે,
પીઠે પરવત ધરીયારે;

સાયર વલોવી રતન કાઢીયાં,
દેવ સભ આનંદે ભરીયારે         બેલીડા૦

ધારણ જુવોરે ધોરી તણી,
કાંધે ધોંસર ધરીયુંરે;
અવની ખેડીને અન્ન કાઢીયું,
પેટ પીયારૂં ભરીયુંરે         બેલીડા૦

ભાર મેલી થાઓ ભોમીયા,
ભોમ લંઘે ભવ પારારે;
દાસ દયો દલ દાખવે,
સેજે થાય દેદારારે         બેલીડા૦

ભજન ( મારવાડી રાગનું )

જોગીડાનાં દરશન દોયલાં હેજી,
જોગી મારો જનમ સંઘાતી જાણું;
પરખ્યા પુરણ પ્રેમશું,
જ્યાં ખોલી રતનની ખાણુ     જોગીડા૦ ટેક

સુરત સમાણી નાદમાં,
ધરી મુરતકો ધ્યાન;
દરશ્યા આતમ દેહમાં.
નરભે ગુડયાં નિશાન         જોગીડા૦
હદ અનહદમાં ગરજીયા,
શબદ સતંતર નાદ,

સુરત સુવાગણ સુંદરી,
સો પાયા પ્રેમ પ્રસાદ                જોગીડા૦

કસણી કરણી નામરી,
સાધન સિદ્ધ સુજાન,
અણુવધ આનંદ આવીયો,
ગુરૂ મુખ પાયો જ્ઞાન                જોગીડા.
સાન ગોરાની રાહમાં,
હરદમ રહે હજુર;
દાસ દયાનંદ દાખવે,
સો વરલા સંત સનુર                જોગીડા.

## ભજન મારવાડી રાગ.

ડંકા વાગ્યા જીતરા રામનામ લે સાઇઓ;
પાસો દાળો પ્રેમરો, દાવ લાગ્યો દલમાંઇઓ ડંકા
અનભે રમત આદરી, પંથ થયા રખવાઇયો,
શિલ ચોક સંભાળીયા, નામ નિશાણી પાઇઓ ડંકા.
સતની સીડી ઉપરે, વિકટ ભોમ કઠનાઇઓ
નુરતે નાથ નિવાજીયા, સુરતે રહ્યા સમાઇઓ ડંકા.
ચેતન થઇને ચાલીયા, દુર્ગુંણુ નાગ હટાઇઓ;
નરભે નરવાણુ પામીયા, સતગુરૂ શબ્દે સવાઇઓ
અણુવધ બાજી ખેલીયા, સંતજન છેલ સિપાઇઓ;
દાસ દયો ગુરૂ ભેટીયા, ભાવે હુઇ ભલાઇઓ   ડંકા.

## ભજન

અણુવધ ગણપતરા ગુણ ગાવું એજી
વિઘન વિદારણ દુઃખ નિવારણ,
દેવગરવા ઉર લાવું. અણુવધ. ટેક
ઘી સિંદોર ચડે ગણપતકું,
પ્રેમે પુષ્પ ધરાવું એજી;
ધુપ દીપ માંહી ધ્યાન ગોરાંકા,
અખંડ આરતી કરાવું. અણુવધ.
મુળ કમળમાં આપ અલેકા,
આધાર અનભે જમાવું એજી;
શુદ્ધ બુદ્ધ દાતા સદાય પેલાં સમરૂં,
મન મોતીડે વધાવું અણવધ.
અણઘડ દેવ આદ અવિનાશી,
પુરણ પ્રિતે મનાવું એજી;
સન્મુખ હોય કે ચડે શિખરપર,
અનભે નાદ ગુડાવું. અણવધ.
કરી કૃપા કરૂણાકે સાગર,
હરદમ હેતેં લખાવું એજી;
દાસ દયો દલ દરિયા માંઇ,
નામ નિરંતર પાવું. અણુવધ.

ભજન૦ સોઇ મોતીડાં વીણી વલે—એ રાગ.

આજરે આનંદમારે અંગડે ઉમંગીયોરે,
　　મુનીવર મળીયા ભુજારે પસાર;
આવી લેર અંતર અજવાળાંરે,
　　પ્રેમીજન સોઈ પામે પાર. આજરે. ટેક

નામરે નિશાન શબદ ધુન લાગીરે,
　　વિરલા સંત ત્યાં ખેલે નિરાધાર;
સુરતિ અગમ ઘર સેજ મીલાવે,
　　શુરાનર એમ પોચ્યા પાર. આજરે.

કરીયાવંત કાયમ નર પુરા,
　　અનભે તખતનો કરે વિસ્તાર;
શશિયલ ભાણ સુખમ ઘર મેળા,
　　તરવેણી મોલમાં દેખો દેદાર. આજરે.

સાધન સાધ આસન દૃઢ થર પેરે,
　　પ્રિતે કરે પવનનો આહાર;
ઉન મુનિ ધ્યાન અગર પર માંડ,
　　ઓહંગ સોહંગ માંહી ઉઠે રણુકાર. આજરે.

મનકું માર મેરમ ઘર આવેરે,
　　પાંચ પચિશકા તજેરે પેસાર;
દાસ દયો કે સંત મરજીવારે,
　　સો પોચ્યા સાહેબ દરબાર. આજરે.

ભજન ( કપટ છાંડ દિલ ખોજીએ ) એ રાહ.

લાલ હો આજરે આનંદ મારે આવીયો;
જ્યાં મલીયા મોવન રાય હો. ટેક.

લાલ હો મનના મુનીવર જો મળે,
તેને તન મન કરૂં કુરબાન હો;
પ્રેમ પરતિત ઉરમાં લાવીએં,
જેમ ભાવેરે ભેટયા ભગવાન હો. આજરે.

લાલ હો સેજે મેળાવોરે સાધના,
જ્યાં આતમ વિલસે હુલાસ હો;
અરસ પરસ એક હુઇરીયા,
જ્યારા ટળીયા સઘળારે ત્રાસ હો. આજરે.

લાલ હો ધારણ ધિરજ દોય ઉરમાં,
જ્યારી સેન સુરત નિરધાર હો;
ચાંદરે સુરજ દોર બાંધીયા,
જ્યાં ગરજે નાદ અપાર હો. આજરે.

લાલ હો અખંડ અમીરસ ઓળખો,
એવા તરવેણીને તાર હો;
દાસ દયો દલને દાખવે,
જ્યાં સાધુ હુવા હુશિયાર હો. આજરે.

ભજન (રાગ ઉપરનો )

લાલ હો સુરત સુવાગણ સુંદરી,
એવા પિયુ શબદ ઘર આઇ હો;

સેજમાં સમાણોરે સાયબો,
　　જ્યારી નાદ નિશાણી પાઇ હો. 　સુરત ટેક
લાલ હો અનભે આસન ઉપરે,
　　જ્યાં જલમલ જોત સવાઇ હો;
હંસલો હેરાણો રે તેજમાં,
　　ઉન મુની અનુભવ માંઈ હો. 　　સુરત.
લાલ હો તખત ત્રિવેણીના ઘાટમાં,
　　દલભર દેવ દરશાઇ હો;
વિરલા વાટ નિહાળતાં,
　　સાધન સેન લગાઇ હો. 　　સુરત.
લાલ હો કસણી કરણીરે નામની,
　　જ્યારી સેન મરમ ઓળખાઇ હો;
દાસ દયાનંદ દાખવે,
　　સો નહિ આવે નહિ જાઈ હો. 　　સુરત.

ભજન

હંસા વણજુ કરો નિજ નામની,
જ્યાં છે હીરા રતનની ખાણ;
હંસા સાધ સુવાગી એના પારખુ,
નિરખો નામ નિશાણ. 　　હંસા.
હંસા નર તન દુર્લભ દેવને,
પાયો ઓતમ અવતાર;

હંસા મુડી ગુમાવિ મુળગી,
એળે ખોયો આ સંસાર. હંસા
હંસા અવસર આવ્યો તે જાણજોરે,
મેલી મનડાનું માન;
હંસા સાન ગોરાની સંભારજો,
ઉરમેં ધરી જે ધ્યાન. હંસા.
હંસા નામ નિરંતર નાદહેરે,
વિરલા કરત વિવેક;
હંસા સત અસત જેણે શોધીયું,
અંતર લખીયા અલેક. હંસા.
હંસા કરો નિજ આતમ એકતા,
ટાળો અંગનું અજ્ઞાન;
હંસા પામો અભેદ પ્રેમશું,
આપું ટાળી અભીમાન. હંસા.
હંસા કરણી કરીયારે સંતની,
પરખો પુરણ પ્રિત;
હંસા દાસ દયો દલ દાખવે,
અનુભવ અનભે અજીત. હંસા.

ભજન

ગુરૂ મુખ દેખો દલકા દેહારા. ગુરૂ મુખ ટેક.
ગુરૂ બિના ગમ નહિં આવેરે શાબદકી,
વાંચે મર વેદ અપારા. ગુરૂ.

સાન સતગુરૂકી સમજ સયાના,
પરખી લે બોલણુ હારા. ગુરૂ.
પાંચરે પચીશથી ન્યારા નિરંતર,
બોલે બાવન બારા. ગુરૂ.
સોહંરે સરૂપ આપ આનંદમાં,
જાણે કોઈ જાણણુ હારા. ગુરૂ.
દાસરે દયાનંદ અતિ આનંદ મેં
પદ તો બોલે નિરાધારા. ગુરૂ.

ભજન—ધીરાના પદનો રાગ.

સતસંગ કરતાંરે, સલીલ મન છટકે છે;
એને ઘણું સમજાવું રે, ભૂલેલ મન ભટકે છે. એવો ટેક
મૃગજલ દેખીને મૂરખ મૃગલો, ભટકે રાનો રાન;
એમ હેરાણું મન હાલે ભટકતું, ભોગે નરકની ખાણ;
ભાન ગયો ભૂલીરે, અંધારે જઈને અટકે છે. એવો.
આરે સંસારીયો સપનાની બાજી, દેખી તેને થયો દંગ;
ભૂલ પડી તારા પુરૂષપણામાં, ત્યારે વિસર્યો સતસંગ;
રંગ નવ લાગ્યોરે, હરામી મન હટકે છે. એવો.
માન મોહને કપટ કુટિલતા, એ છે ભવનો ભાર
એમાં અજાણ્યા નર જઈ અથડાશે, કેમ કરી ઉતરે
ભવપાર,
સાર કયાંથી મળશે રે, લોભે મન લટકે છે. એવો.

સંત સમાગમ સેન શબદમાં, અંતર ધારો પ્રેમ,
દાસ દયા દિલ ખોજ કરીલે, નુરતે નિરખો નિજનેમ;
એમ પદ પામીરે કાળીંગા નરને પટકે છે. એવા.

ભજન (ત્રિકમ સાહેબના પદની ઢબનો રાગ)

મોયને મોયને મોયને. હોરે મનવા
રીયોછો માયામાં શિદ મોયને —ટેક
હાથમાં આવી બાજી વિલસી જાશે,
બંદાવિલસી જાશેરે
જાવું કમાણીરેખોયને હોરે મનવા
સાધુના સંગનો રંગ ન લાગ્યો,
બંદા રંગ ન લાગ્યોરે,
હાલ્યો વિષયનાં સુખજોયને હોરે મન.
દાસ દયો કે હવે ચેતીલે મનવા,
તું ચેતીલે મનવારે,
જાણોઆતમચિત્તપ્રોયને હોરે મન.

ભજન-(અખઇનીઢાળ)રાગ.

સોઇરે શુરા નર જાણીયેજી,
જેના ઉરમાં અભેપણું હોયરેલો
મરજીવા રમેરે મેદાનમાંજી,
તેને કાળરે ન વ્યાપે કોયરેલો સોઇરેશુરા.ટેક
ભક્તિ ભરોંસો નિજનામનોજી,
તેતો રેણી રંગ ઉર લાવેરેલો

શબ્દ સોરંગાને સાધવાંજી,
તેતો ભાવરે ભુવનમાં આવેરેલો          સોઈ.
પાકાંમતાંને પરમારથી જી,
જેની શિયલ સુવાગી સાનરેલો;
આપુરે ગળ્યું બ્રહ્મજ્ઞાનમાંજી.
જેને ટળ્યું અંતર અભિમાનરેલો          સોઈ.
માનરે ટાળીને અંતર ઉજળાજી,
એવા અનુભવી આતમ રામરેલો;
શિરને સાટે હીરા સાટે વેજી,
એવા તરવેણી નિજધામરેલો          સોઈ.
સાધન સેવા સમરણ શામનુંજી,
જેણે તજારે અંતરના વિકારરેલો;
પ્રેમેપિયાસી છે પિયુષનાજી,
એતોપરખી પોચ્યાનરપારરેલો          સોઈ.
અનભે ઉદાસી ઉરભાવનાજી,
જેનાં નુરરે નિજારી નરવાણરેલો;
દાસ દયાનંદ દાખવેજી;
તેનાં વિરલા કરેછે વખાણરેલો          સોઈ.

ભજન ( રાગ ઉપરનો )

સંગત કરીએરે સાધનીજી,
એવો તજીયેં ઓછાનો ઉપદેશરેલો;

સલીલ સમજેનહિં સાનમાંજી,
જેમાં નહિંરે સાધુનો લવલેશરેલો   સંગત. ટેક
ભક્તિ હીણા અંતર દુબળાજી,
જેનું મનરે નહિં એક ઠોરરેલો;
સોઇરે આરામે કેમ આવશેજી,
જેના ઘટમાં અંધારૂં ઘોરરેલો   સંગત.

લોભરે લાલચ અંગે આળસુજી,
માન ભરેલાં મદમાંયરેલો;
મતિનાં હીણાં દિલનાં દુબળાંજી,
એતો ઉવાટે અથડાયરેલો   સંગત.

શબદ વિમુખી ચોરિ સાધમાંજી,
એવા નર નહિં ચડે નરવાણરેલો,
કરણી કાચાને કરીયા કુડજી,
જેણે તજ્યાં સતગુરૂના પરમાણરેલો;   સંગત.

હકે નહિં હાલે અસતે આથડેજી,
જેનો નેહો નહિં નિજનામરેલો,
દાસ દયો, એવા સાધનેજી,
કેદી નમળે સુખ ધામરેલો   સંગત.

ભજન (જોજોરે આજુગની રેણી) એ રાગ

દેખોરે દલ દરિયામાંઇ,
ખેલ અજબરંગ છાયારે હરિ;

ચેતન હોયકે રમે એકલો,
ત્યાં મરજીવે મોજ પાયારે અજબ. ટેક

નેન શ્રવણ બીન સુને અરૂદેખે,
અણુવડ આપ લખાયારે હરિ;
બોલે મુખબીન કરબીન લેવે,
એતોપાવ બીન પંથ સીધાયારે અજબ.
અનભે અનુભવ અટલ અખાડા,
પ્રેમનેમ મનભાયારે હરિ;
નુરત સુરત દો હોય હજુરી,
ત્યારે સોહંગ સેજ સમાયારે અજબ.
શમ દમ ધારે મન મોહ નિવારે,
સાધન સેલ કહાયારે હરિ;
શબ્દ સંતતર ધુરે અંતરમાં,
તો દુરગુન માર હટાયારે અજબ.
સતગુરૂ સેન સુખમ સેજે મેળા.
હરદમ હેત ઉરલાયારે હરિ;
દયાનંદ મન ભયારે આનંદા,
અબભવ દુઃખ દૂર બહાયારે અજબ.

ગોડી

રામ ભજન કરી લે મન ભમરા;
નરદેહ ફેર ન આવે રામભજન—ટેક

નેંન દીયા નહિં નાથને નિરખ્યા,
મુખથી હાર નહિં ગાવે;
શિર દીયા પણ રહે અનમી,
સો એળે જનમ ગુમાવે                    રામભજન.
શ્રવણ દીયા પ્રભુનામ શ્રવણકો,
કરસેં પુન્ય કરાવે,
પાવ દીયા પ્રભુ પંથ ન ધાયો,
સો અંતે પસતાવે                    રામભજન;
પ્રાણદીયા પ્રભુપ્રાણ ન અરપ્યા,
મન નહિં માન હટાવે;
સો સબસાજ અકાજ તુમ જાનો,
જબલગી હરિ નહિં પાવે                    રામભજન.
એ શિખામણ માન મન મેરી,
જમકો લાગ ન ફાવે;
દાસ દયો રઘુનાથકે ચરણે,
બહુરી ભવજલ નાવે                    રામભજન॰

ગોડી

રામભજન કરભાઇ;
જનમધરી રામભજન કરભાઇ રામભજન. ટેક
નરતન પાયો હરિનામ ન આયો,
ખાલી ખેપ ઉઠાઇ;

ભવ સાગરનો ભાવ ભરીને;
કયું મન જાત ફસાઇ　　　રામભજન.
આ સંસાર અગમ હે ઘાટી,
કુટુંબ કબીલા દુઃખદાઇ;
સ્વારથકાજસબ સાજ બન્યોહે,
તેમાં મરત મુંઝાઇ　　　રામભજન.
અબ હુશિયારી કર મન માયલા,
હરસેં હેત લગાઇ,
નરખ પરખ નિજનામ નિહારી,
અંતર કરો ઓલખાઇ　　　રામભજન.
સેવા સમરણ સાધ સમાગમ,
સોફેર કબુનપાઇ;
દાસ દયો પ્રભુ નામ સમરલે,
ભવજલ ફેરન આઇ　　　રામભજન

## સામૈયાં

અમઘેર સંત પધાર્યા છે પ્રાણુલારે;
મેંતો નિરખ્યા છે નવલેરે વેશ　　　અમ. ટેક
મેંતો મંગળનો મંડપ રચાવીયોરે,
માંહી બાંધ્યા છે પ્રેમ કેરા પેચ　　　અમઘેર.
મેંતો તનડાનાં તોરણ બાંધીયાંરે,
ઉપર ઉમંગનો બાંધ્યો ઉલેચ　　　અમઘેર.

મેંતો અનુભવનાં આભૃણુ પેરીયાંરે,
કંઠમાં હરિવરહાર હમેશ અમઘેર.
મેંતોભાવ ભેટ લીધી સાથમાં રે;
હરખેં ચાલીછું સનમુખદેશ અમઘેર.
મેંતો વિવેકનાં વાજાં વગડાવીયાંરે;
સત શબ્દુનાં મંગળ મુખે કેશ અમઘેર.
મેંતો ભાવ ભક્તિનાં ભોજન રાંધીયાંરે,
મુખે મુખવાસ મધુરશદેશ અમઘેર.
મેંતો પ્રિતીને પલંગે પધરાવીયારે;
વિગતે વિંજન વારણાકરેશ અમઘેર
એમ હેતેં હરિ ઘેર આવીયારે,
દાસદયાની પુરી છે આશ અમઘેર.

## સામૈયાં

ઓધવ જઇને કેજોરે વૃજરાજનેરે,
વૃજની નારીની પુરોરેઆશ ઓધવ. ટેક
ઓધવ અવધિકરીછે દિવસ આઠનીરે.
વળતાં વિત્યા છે બારેરે માસ ઓધવ.
ઓધવ આવડું અમેં નોતું જાણીયુંરે,
નિકર વેલા તજત વિસવાસ ઓધવ.
ઓધવ ઉપદેશ નથી કોઇ કામનોરે,
અંગમાં લાગ્યો છે પ્રેમ કેરો પાસ ઓધવ.

ઓધવ અબળાનું બળ એના નામનું રે,
નિશ્ચે નિરબળ થયાં છીયે નિરાશ ઓધવ.
દાસ દયાનો નાથ નિહાળતારે,
અંગડે વિલસ્યો છે આનંદ હુલાસ ઓધવ.

સામૈયાં.

સૈયલ મોવન પધાર્યા રે મારે આંગણે રે,
મેં તો નિરખ્યા છે આતમારામ ટેક
મુને હરખવાયોરે હરિના હેતનોરે,
સુરતે સનમુખ સમાણા મારો શ્યામ સૈયલ.
મેં તો સ્નેહ શણગાર પેર્યા અંગમાંરે;
નિરખી પુરી છે મનડાની હામ સૈયલ૦
હું તો સેજે સુહાગણ મારાશ્યામથીરે;
રંગ ભર રમીને લીધો વિશ્રામ સૈયલ૦
મારે મન ગમતું રે થયું ભાવથીરે;
હવે વિસરૂં નહિ દિવસ આઠો જામ સૈયલ૦
દાસ દયાનો નાથ નિહાળતાંરે
પ્રેમે પામી છું પુરણ ધામ સૈયલ૦

સામૈયાં

સખી મુને ઉલટયો આનંદ અપાર;
બ્રહ્માનંદ સેજે પધાર્યાદાર.
સોહંગ સુખ ઉદય થયું છે અભંગ:
લાગ્યો મુને મહા વાયકનો રંગ.

ટળ્યું મારૂં તિમિર થયો પરકાશ,
આતમદેવ પ્રગટ થયા અવિનાશ.
પુરણ બ્રહ્મ પંચ કોશથી ન્યારા,
નિજાનંદ શબ્દાતિત ઉચ્ચારા.
તેને કોઇ સંત સનુરા જાણે;
સદાનંદ આનંદ ઉરમાં વખાણે,
સત સંગ સંત સમાગમ સાર,
રાખો નિજ નામ તણો આધાર.
ટળ્યો મારો ખટ ઉરમીનો વિકાર,
સેજે નિરખ્યા શામ અંતરનેબાર.
મટી મારે આવાગમણની ખાણ,
બ્રહ્માનંદ સુખ મળ્યું નિરવાણ.
દયાનંદ સોઇ સુખ સતગુરૂ કેરાં
જોઇ જાણી આનંદ થાય અનેરા.

સામૈયાં

બ્રહ્માનંદ ભરપૂરારે સાધુ મળ્યા છે સનુરા ટેક
હંસ ગતિ હરદમ ગુણ ગાવે;
અખંડ આનંદ ઉર લાવેરે સાધુ૦
જીવ શિવનાં જોખમ ટાળે;
એકાદશિનાં વ્રત પાળેરે સાધુ૦
સેજ સમરણ સબ રસના ભોગી;
ન્યારા નુરજન જાગીરે સાધુ૦

સફળ જનમ એવા સંત પધારે,
    સેવકોનાં કારજ સુધારેરે        સાધુ૦
ધન્ય ભુમિ ધન્ય દ્વાર કહાવે;
    સંત સમાજ સુખ પાવેરે        સાધુ૦
શેષ મહેશ સદા ગુણ ગાવે;
    સોઇ દયાનંદ ઉર લાવેરે        સાધુ૦

સામૈયાં

આજ મારે આંગણ સતગુરૂ આવીયા;
નેહે ભરીયા, હરિવર વરીયા,
    દલના દરિયા આંગણ આવીયા    ટેક૦
આજ મારા અંગમાં આનંદ ઉપન્યો,
પ્રેમ પિયાસી, શ્યામ સન્યાસી,
    અજ અવિનાશી    આંગણ આવીયા.
આજ મેંતો આભરણ અનભે ઓઢીયાં;
સાધન સમાણાં નામ નિશાંણાં,
    ભાવે ભરાંણાં    આંગણ આવીયા.
આજ મેંતો ભક્તિ ભૂષણ પેરીયાં;
નિરખ્યા નટવર ધર્મ ધુરંધર;
    શબ્દ સતંતર    આંગણ આવીયા.
આજ મેંતો સતવ્રત સાધન સાધીયાં;
આગળ આવ્યા. લાડ લડાવ્યાં,
    વિગતે વધાવ્યાં    આંગણ આવીયા.

આજ મારે સરવે સૈયલ સંગમાં;
મંગળ ગાવે સુરતે, સમાવે,
મોહનિ પાવે આંગણુ આવીયા.
આજ અમે દાસ દયાના નાથશું;
રંગભર રમીયાં, મનભર ગમીયાં,
સેજે સમીયાં આંગણુ આવીયા.

## સામૈયાં

જોયા મંદિર પ્રભુ પ્રેમ ભરીને,
પ્રેમ ભરી ઉર ભાવ ધરીને જોયા મંદિર૦ ટેક
મંગળ ધામ જનમ શુભ કાવે,
દેખી સુરત અતી મન હરખાવે જોયા મંદિર૦
શિલ શણગાર સાધનની છે સાડી,
ભક્તિભુષણ અંગે શોભે છે દાડી જોયા મંદિર૦
ભાવ ભુવનમાં મોહનજી પધરાવ્યા,
નિરખી પ્રભુ મન મોતીડે વધાવ્યા જોયા૦
સેજે મળ્યા હરિજ્ઞાન ગગનમાં,
પ્રિતે પામી પ્રભુ ઉલટ લગનમાં જોયા૦
અનહદ નાદ અખંડ ધુન લાગી,
મુંગળ ભેર મધુર સુરવાગી જોયા૦
દાસ દયો ધન્ય ભાગ્ય હમારાં,
પામી ચરન રજ ઉર ઉજીયારાં જોયા૦

## સામૈયાં

સાહેલી શામ પધારીયારે;
નેણે નિરખ્યારે કાંઇ નંદ કુમાર  સાહેલી ટેક૦
મેંતો સાડી ઓઢી રૂડા શિલનીરે,
ભાવપ્રેમનોરે હિસે ઉપર હાર  સાહેલી૦
મેંતો વિંછીયા ઘડાવ્યા વશવાસનારે,
અનુભવનાં રે સાથે અણવટ સાર  સાહેલી૦
મેંતો કરીયાનિ કાંબીયું ઘડાવીયુંરે,
જરણાનાં રે ઝાંઝર ઝમકાર  સાહેલી૦
મેંતો સંતોષ ચુડો પેર્યો હાથમાંરે;
ગુરૂ ગમની ગુજરી નિરધાર  સાહેલી૦
મેંતો બાજુ બંધ બાંધ્યા સત સંગનારે,
ચાંદલીયોરે ચોડયો સતનો લેલાર  સાહેલી૦
મેંતો સેંથો પુરાવ્યો સેજનોરે,
રૂડા ગુંથ્યારે કાંઈ બિવેકના વાર  સાહેલી૦
મેંતો નિરભેની નથ પેરી નાકમાંરે,
સ્નેહવાળીરે કાંઈ શ્રવણ મોઝાર  સાહેલી૦
મેંતો કરૂણાનું કાજળ આંજ્યુંરે,
સબ ઘટમાંરે કાંઈ દીઠા દેદાર  સાહેલી૦
મેંતો પ્રિતીનો પલંગ ઢળાવીયોરે.
મેળે મળીયારે કાંઇ મદન મોરાર  સાહેલી૦

ત્યાંતો ઓછવ આનંદનો આવીયોરે,
વરતાણોરે કાંઇ જેજેકાર　　　　　　　સાહેલી૦
એમ હેતે હરિશું જઇ મળ્યારે.
દાસ દયોરે પલપલ બલીહાર　　　　　　સાહેલી૦

રાશ ( શરદ પુનમની રાતડી ) એ રાગ.

ચાલો સૈયલ સત સંગમાં,
રંગભર રમીયેં રાશ;
નેણેથી નિરખો નાથને,
હરદે થાયરે હુલાસ　　　　　　　ચાલો૦ ટેક
પ્રેમની પરવટ વાળજો,
શિલના સજો શણગાર;
ઝોકણો બાંધો ગુરૂ જ્ઞાનનો,
હેતનો પેરો હાર　　　　　　　　ચાલો૦
કરણીનાં કાંકણ પેરીયાં,
બુદ્ધિ બાજુ બંધ હોય;
કરૂણાનું કાજળ આંજ્યું;
નિરમળ નેણે જોય　　　　　　　　ચાલો૦
સતનો સેંથો પુરીયો,
ટીલી ત્રિભોવન ધ્યાન;
જુક્તિનાં ઝાંઝર પેરીયાં,
વિવેકની વાળીયો કાન　　　　　　　ચાલો

સાડી ઓઢી લ્યો તમે સેજની,
સુવાગણ થાઓ સધીર;
નુરત સુરત નિશાનમાં,
માલો ત્રિવેણી તીર ચાલો૦
ચંદ્ર સુરજ જ્યોતિ જલે,
સુખમણ હુવો પ્રકાશ;
ગેબનાં નગારાં વાગીયાં,
વિગતે થયોરે વિલાસ ચાલો૦
સંબંધ મળ્યો સેજ શ્યામશું,
હરખું હરિવર જોઈ;
અખંડ એવાતણ આવીયાં,
આવરણ નવ રહ્યું કોઈ ચાલો૦
પિયુ મળ્યાને થયું પાધરૂં,
મટી ગઈ તાણોવાણ;
દાસ દયો દિલ દાખવે;
સોઈ પ્રભુ પદ નિરવાણ ચાલો૦

રાશ ( શરદ પુનમની રાતડી ) એ રાગ.

ચાલોને મન સત સંગમાં,
નાહીએં તે નિરમળ નિર;
આનંદ વાધ્યો અંગમાં,
શિતલ થાય શરિર ચાલો૦

તનડાના તાપ બુઝાવવા,
સનમુખ થાઓ શચિયાર;
આતમ લીયો ઓળખાણમાં,
અંતર હોઇ ઉજીયાર ચાલો૦
તિમિર ટળે ત્રિલોકનું,
અનભે ઉદીયો ભાણ.
સત અસતને શોધીયું,
નરભે જોઈ નરવાણ ચાલો૦
આનંદ વધ્યો પિયુ પામતાં,
હરખેં થયો હુલાસ;
સેજે શામળીયો આવીયા,
અમર વર અવિનાશ ચાલો૦
પ્રેમે જોયા પ્રભુ ધ્યાનમાં.
હરદમ હરદામાંય;
સુરત શબ્દ નિશાનમાં,
દિલભર દેવ દરશાય ચાલો૦
નિરભેનાં નિશાન વાગીયાં,
તરવેણીને તાર,
નુરતેં નિહાળ્યા નાથને,
થઇ રહ્યો જે જે કાર ચાલો૦
પ્રિતે પ્રભુને ઉર લાવતાં,
મટીયો મન વિકાર;

મેળો થયો મન ભાવનો,
મજરે મળ્યારે મોરાર ચાલો૦

મરણ ટળ્યું ભવ દુઃખનું,
મળીઉં સુખ ભરપુર;
દાસ દયો દિલ દાખવે;
હરિ મારો હાલ હજુર ચાલો૦

રાશ

સૈયલ રાશ મંડળનો રંગ, અંતરનાં ભાવેરે
જ્યાં રમવું શામળીયાને સંગ પુરણ સુખ પાવેરે
જોવા મોહન મધુરે વેષરે, નેણલે નિહાળીરે
સુખ ગાવે શારદને શેષ, અંતરમાં ભાળીરે.
દિસે નટવર નાનકડે રૂપ, પિતાંબર ધારીરે;
મુખે બંસી બજાવે અનુપ, મોહન મદ હારીરે;
એવી મુરત્તિ મનોહર શામ, દેખીને દુઃખ ખોયુંરે;
એવો અંતર થયો આરામ, હરિથી મન મોયુંરે.
મળ્યા ત્રણ ભુવનનો નાથ, વાલો વનમાળીરે;
હેતે ઝાલ્યો હરિનો હાથ, હસીને લીધી તાળીરે
જોઈ હરખ્યાં અમારાં નેણ, સેજે તે સાન કીધીરે;
વાલાં લાગે વિઠલનાં વેણ, પ્રેમે તે ઉર લીધીરે,
મારી ભાંગી અંતરની પીર, મોહનજી મળીયારે;
દાસ દયાના દિલમાં ધીર સુફળ કાજ ફળીયાં રે.

રાશ (રાગ ઉપરનો)

સખી શ્યામ સુંદરનો સદેશ,
ઓધવજી લાવ્યારે;
જેનો વાલમ સરીખો વેશ,
દેખીને મન ભાવ્યારે.
ભેળી થઇ છે ગોકુળની નાર.
જોડીને પાય લાગીરે;
નવહીડા તે નંદ કુમાર,
અંતર અનુરાગીરે;
કેમ નાવ્યા નમેરી નાથ,
દાસીનું દુઃખ ભાળીરે;
બીજી બોલી કુબજાનેસાથ,
વિંટાણા વનમાળીરે,
ત્રીજી કહે ત્રિભોવનરાય.
ગ્યા અવધિ કરીનેરે;
કીધી ચોરી ગોકુળીયામાંય,
શું આવે ફરીનેરે
ચોથી બોલી કપટી થયા કાન.
તે અમને વિસાર્યારે.
ભૂલ્યા માતપિતાનું ભાન,
અંતરથી ઉતાર્યારે.
એમ દાખી અંતરની પ્રિત,

કુશળતા પૂછેરે;
અમને કોને શામળીયાની રીત,
હરિને મન શું છેરે.
દેખી પ્રેમ સ્નેહની પ્રિત,
ઓધવ મન ગળીયાંરે;
દાસ દયાના સ્વામીની રીત,
સુણીને દુઃખ ટળીયાંરે.

રાશ ( મીઠાના રાશનો રાગ )

હેતેં ભજીલ્યોરે હો હરિનેં;
અવસર આવો નહિ આવે ફરીને,
મનખો એળેરે હોન ખોયેં,
મૂરખ મન વિચારી જોયેં.
ભક્તિ ભગવંતનીરે હો કરજો,
નરભે નામ અંતરમાં ધરજો,
મજરે મળશે હો મોરારી.
તન મન ધન કરો બલિહારી.
શિલવંત થાજોરે હો શુરા,
પ્રેમ કરી હરિ થાઓ હજુરા.
અજ્ઞાન મેલી દયોરે હો અળગું,
દલ જેનું મીઠા મોહનસેં વળગું.
ન્યાળી ન્યાળી નેણાંલેરે હો ઠારો;
માંયલા અવગુણ ઉરથી વારો,

ત્યારે હરિ તનમાં રેહો આવે,
મુરતિ સુંદર વરની ભાવે.
જોઇ જોઇ હરખું રેહો મનમાં;
સુખડાં દેખ્યાં જ્ઞાન ગગનમાં,
કારજ ત્યારે સફળ રેહો થાશે;
પ્રેમધરી દાસ દયો ગુણગાશે.
રાશ–(મધરાતે માવાની વેણવાગી)એ રાગ.
ગોરસ વેચવા ચાલી છે વૃજનારીરે;
વાટે મળ્યા મોહન ગિરધારીરે.
ઉભી રેને તું કંસની મૈયારીરે;
ઘણા દિવસથી જાછ પરબારીરે.
ઝાઝા દિવસનું દાણ છે હમારૂં રે,
નહિં દેતો ફોડીશ માટ તારૂં રે.
માની લેને ગોવાલણ વેલીરે;
નહિ તો ગોરસ જાશે તારૂં ફેલીરે.
એમ કહીને તે પાલવ તાણેરે;
દાસ દયો તે જુગતેં વખાણેરે.

રાશ (રાગ ઉપરનો)

વળતી બોલી ગોવાળણ માતીરે;
અમે રૈયેં ગોકુળ દિનરાતીરે.
કોઇ દિવસતે દાણ નવ દીઠું રે;
તુંને આવડું લાગેછે કેમ મીઠું રે.

છેટે રે ને તું નંદના ગોવાળારે;
શિદ કરોછો અમારા ચાળારે.
અમે કેશું જઇ કંસને પોકારીરે;
ત્યારે લાજ જાશે તમારીરે.
એમ કહીને મૈયારી થઇ વાટેરે;
દાસ દયાનો નાથ આવ્યા આંટેરે.

રાશ (સખી કાનુડે મારેલ મુને કાંકરી) એ રાહ-

ઓધવ અમને મોવનની છે આશ,
મારો વાલો વસ્યા જઇ વેગળારે          ટેક
ઓધવ ભૂલરે ખવરાવી અમને ભુદરે;
ભોળવાણાં વાલમ વિશવાસ          મારો૦
ઓધવ કરણીનો ફેર કોક આવીયોરે;
હવે કીધો કુબજાનો ઘરવાસ          મારો૦
ઓધવ જનમ વેરણ ઓલીકુબજારે;
અમને કીધાં વાલમથી નિરાશ          મારો૦
ઓધવ કાળો કામણગારો કાનછેરે;
એશું જાણે પ્રિતી કેરો પાસ          મારો૦
ઓધવ હવે હારીને કહું વિનતીરે;
નજર કરજો જાણીને નિજદાસ          મારો૦
આવાં વનિતાનાં વચન સાંભળીરે;
મેલ્યુંમાન જોઈ પ્રેમનો વિલાસ          મારો૦

ઓધવ દાસરે દયાનો સ્વામી આવીયારે;
લખી ઉરમાં હરિના જશગાશ મારો૦
રાશ (સખી કાનુડે મારેલ મુને કાંકરી) એ રાગ.
સખી શ્રવણે સાંભળ આશું નાદછેરે;
તેના સુરમાં હર્યાંછેમારા પ્રાણ સખી. ટેક
સખી ધુનરે સુણીને શુધ વીસરીરે,
ભરમાણી હું તો ઓળખી એંધાણ સખી.
સખી ઘરમાં તો મન નથી ગોઠતુંરે;
ઉઠી ચાલો લઇએ તેની જાણ સખી.
સખી જાણવામાં દીસેછે કોઈ ગારૂડીરે,
કાંતો હોય કોઈ ચતુર સેલાણ સખી.
સખી રૂપરે જોઇને ઘેલી ગોપકારે,
નરભે કીધું એ નામ નિશાણ. સખી.
સખી દાસ દયાનો સ્વામી પામતાં રે;
મારે ટળી ચોરાશીની ખાણ સખી.

રાશ (ગરબી ઢબનો)

સખી લાગી છે પ્રેમની દોર,
મોવન તે માણેરે
એવા અંતર સ્નેહનીવાત,
જગતશું જાણેરે ટેક
સખી વ્રેહી તણો વૈરાગ,
વ્રેહી જન પીછેરે;

જેને પિયુ મળ્યાનો અનુરાગ,
અવર નહિં ઈચ્છેરે                    સખી.
સખી વાલમ તણો વિલાસ,
અંતરમાં આવે છે;
લાગ્યો હૃદય કમળમાં પાસ,
હરિમાં-મન ધાવે છે                    સખી૦
સખી પ્રેમી જનની પીર,
મૂરખ નવ દેખેરે;
જેને લાગ્યાં શબદનાં તીર,
ચાયલ ઘા લેખેરે                    સખી.
એમ દાખે અંતરનો ભાવ,
મોવનને મળવાને;
લીધો હરિવર વરવાનો લાધ,
જ્ઞાને તેમન ગળવાને,                    સખી.
સખી ચાલી તે મહા વનમાંય,
માજા માન મેલીરે;
તેના દાસ દયો ગુણ ગાય,
કે રસ રીયો ફેલીરે                    સખી.

રાગ ( રાગ ઉપરનો )

આવો આવો તે સાધ સનુર,
રંગભર રમીયેં રે;

એવાં નેણલે વરસે નુર,
ગોવિંદને ગમીયેંરે આવો૦ ટેક
તમે પેરો પ્રેમનાં ચીર,
ધિરજ મન ધારીરે;
એવી ટળે અંતરની પીર,
નેણુ લે ન્યારીરે આવો૦
એવા શિલ તણો શણગાર,
અંગમાં ઓપે છે;
એવો ઉર આનંદનો હાર,
હરખે રોપે છે. આવો૦
એમ હેતેં થયા હુશિયાર,
હરિથી રમવાને;
કરો સંત સમાગમ સાર,
ગોવિંદને ગમવાને આવો૦
એવું ટળે અંતરનું દુઃખ,
મોવનને ભાળીને;
થાય હ્રદય કમળમાં સુખ,
ભવ દુઃખ ટાળીને; આવો૦
એમ હેતેં તે હ્રદયા માંય,
હરિને લાવ્યારે;
તેના દાસ દયો ગુણગાય,
મોવન મન ભાવ્યારે આવો૦

## રાશ-રાગ ઉપરનો.

તું તો માનીલે માયલા મન,
શિખામણ છેલીરે,
આવો માંડ મળ્યો આતન,
ભજીલે માન મેલીરે                    તું તો૰ ટેક

તુંને કેમ થયું છે અભિમાન,
દેખીને રંગ ખોટોરે;
તેમાં ભૂલે થયો બે ભાન,
માનછ હું મોટોરે                    તું તો૰

મન ભૂલ્યો છું કોલ કરાર,
ગીયો છો ભવ હારીરે;
આવો અમૂલ્ય ખોયો અવતાર,
ભજ્યા ન ગિરધારીરે                    તું તો૰

તુંને લાગ્યો માયાનો માર,
ફુલણ થઇ ફરેછેરે;
માથે લીધો તેં ભવનો ભાર,
વણ મોતે મરેછેરે                    તું તો૰

મન થયો તું સંતનો ચોર,
ભૂલ્યો છો ઘર તારૂંરે;
તારે માથે છે જમનો જોર,
કોણ થાય ત્યાં વારૂરે                    તું તો૰

આ તન ધન જોબન જોઇ,
અંતર શું ફુલાણો રે;
એતો અંતે જાશેરે વગોઇ,
શું મોહમાં ઘેરાણોરે તું તો૦
એવા શિલ સનેહી સંત,
સંગત તેની કરીયેંરે
દાસ દયો કે આતમ તંત,
પામીને ઉર ઠરીયેંરે તું તો૦

રાગ

જેને આતમ અનભે જાગ્યોરે
સંતજન એમ રાજી
તેનો ભવનો તે ભાર ભાગ્યોરે
સંતજન એમ રાજી
જેની સુરતે સાન સમાણીરે
સંતજન એમ રાજી
જેણે નિરખી નામ નિશાણીરે
સંતજન એમ રાજી
જેનું સાધનમાં ચિત્ત સમાણુંરે,
સંતજન એમ રાજી.
જેની દ્રષ્ટેં આતમ ઓળખાણુંરે,
સંતજન એમ રાજી.

જેણે મનનો માન હટાવ્યોરે,

સંતજન એમ રાજી.

તેને મનખા જનમ ફેરો ફાવ્યોરે;

સંતજન એમ રાજી.

જેણે સંત સમાગમ કીધોરે,

સંતજન એમ રાજી.

પ્રિતેં પ્રેમરસ અંતર પીધોરે,

સંતજન એમ રાજી.

જે કોઈ મનના મોહને મારેરે,

સંતજન એમ રાજી.

હરિ પદમાં તે હું પદ હારેરે,

સંતજન એમ રાજી.

જેણે પાપ પુન્ય પેઢીયેં રાખ્યાં રે,

સંતજન એમ રાજી.

તેણે રામ રસાયણ ચાખ્યાં રે,

સંતજન એમ રાજી.

કોઇ રેણીથી રંગમાં રમીયારે,

સંતજન એમ રાજી.

તેતો હેતે હરિને ગમીયારે,

સંતજન એમ રાજી.

રીયા આધિન આપું ટાળીરે,

સંતજન એમરાજી.

જ્ઞાન અગ્નિ અંતર પર જાળીરે,
સંતજન એમ રાજી.
એમ સેજે સોહંગ પદ જાણેરે,
સંતજન એમ રાજી.
દાસ દયોસો સુખ આણેરે,
સંતજન એમ રાજી.

રાશ—રાગ ઉપરનો

સખી વાલમે વ્રેહની વગાડીરે,
વેરણ વાંસલડી.
મારા તનમાં તાળી લગાડીરે,
વેરણ વાંસલડી.
મુંને ઘરનો ધંધો તે નવ ગમેરે,
વેરણ વાંસલડી
મારૂં મનડું મોહનમાં ભમેરે,
વેરણ વાંસલડી.
ભાન ભૂલી ફરૂં મદ માતીરે,
વેરણ વાંસલડી.
મારા વાલાથી રહું રંગ રાતીરે,
વેરણ વાંસલડી.
મુંને ઘરનાં તે સૌ સમજાવેરે,
વેરણ વાંસલડી.

મારા વાલા વિના અન્ન કેમ ભાવેરે,
વેરણ વાંસલડી.
હું તો હરિના હેતમાં હેરાણીરે,
વેરણ વાંસલડી.
મારી સેજમાં સુરતિ ઠેરાણીરે,
વેરણ વાંસલડી.

રાશ (તમેં નામ નારાયણનું રે લેતાં ડરશોમાં) એ રાગ

સત સંગમાં જાતાં રે, મોળું મન કરશોમાં;
ગુણ ગોવિંદના ગાતાં રે, જગતથી ડરશોમાં ટેક
સાધુ દેખીને દુખીયાં રે, હૂરિજન દાઝે છે;
માન બાંધી મન મુખીયારે, ભજનથી લાજે છે.
સત સંગ સુખ જોઇનેરે, સઠીલ મૂઢ સટકે છે;
ભાવ ભક્તિને ખોઇનેરે, ચોરાશીમાં ભટકે છે.
હરિજન તે હરિનેરે, અંતરમાં વાલા છે;
દૂરી જનીયાં ડરીનેરે, કબુદ્ધિડાં કાલાં છે.
હરિ ભક્તિને છોડીરે, પંથાઇ મન મોડે છે;
પ્રિત પ્રભુજી તોડીરે, ઉવાટે જઈ ધોડે છે.
પ્રભુ ભક્તોનો ભેરૂરે, વેલી વાર તે કરશે;
લાલ લગનમાં લેરૂરે, નેણેથી નિરખી ઠરશે.
પ્રિત પુરવની જામીરે, આનંદ સુખ આવે છે;
દાસ દયાનો સ્વામીરે, દેખી સુખ પાવે છે.

## ભજન.

મારૂં મન મોહનમાં લોભાણુરે,
વેરણ વાંસલડી.
હવે જગનો વેવાર નવ જાણું રે.
વેરણ વાંસલડી.
મને પ્રેહમાં તે વિહવળ કીધીરે,
વેરણ વાંસલડી.
મેં તો વાત વિઠલની લીધીરે.
વેરણ વાંસલડી.
એમ હેતે હરજીમાં મન ધાવે રે,
વેરણ વાંસલડી.
તેના દાસ દયો ગુણ ગાવેરે,
વેરણ વાંસલડી.

રાશ (તમે નામ નારાયણનું રે લેતાં ડરશોમાં) એ રાગ

મારૂં મનડું હેરાણું રે, મોહનના મટકામાં.
ચિત્ત ચરણે ચોરાણું રે, લાલનના લટકામાં.
જોઇશામ સુરતનેરે, અંતરમાં ફુલી છઉં.
પ્રભુ પ્રેમે નિહાળીરે; જગત ભાન ભૂલી છઉં.
પામી અનભે એવાતણરે, અમરવર ભાળીને.
સુખ આવ્યું અનોપમરે, મધુર મુખ ન્યાળીને.
હેત હરજીનું હેરીરે, સંસાર દુઃખ જાણું છું,
સ્વાંગ અબળાનોપેરિરે, અધિક સુખ માણું છું.

હવે પીયર પનોતી, ચાલું હદ મેલીને.
નાથ નેણેથી જોતીરે, આનંદ ઉરખેલીને.
હવે અળગાન મેલુંરે, સુરતમાં રાખું છું.
દાસ દયાના નાથનેરે, ભાવેથી ઉર ભાખું છું.

રાશ (વાલમનોવરઘોડો)એ રાગ

વનમાળી વનમાળી,
વાટે મળ્યા વનમાળીરે,
મુંને જાતાં તે નજરે ભાળી  વાટે મળ્યો૦ ટેક
આવે ઉતાવળોને બોલે અટપટું,
મૂખથી કેછે કે દઉં ગાળી  વાટે૦
બાંયે ઝાલીને મને ઉભી રાખી,
મહીની મટુકી લીધી વાળી  વાટે૦
મદનો ભર્યો મારી વાત ન માને,
હસે છે નેણુલાં ઢાળી  વાટે૦
ધખીનેં કહીએ તો તેનો ધોખો ન ધારે,
વેણુકે પ્રેમમાં પલાળી  વાટે૦
દાસ દયાના સ્વામીને ભજશું,
દલની દુબધા ટાળી  વાટે૦

રાશ (વાલમનો વરઘોડો)એ રાગ.

વણજારો વણજારો વણજે આવ્યો વણજારોરે;
દેશ પરદેશ રમનારો  વણજે૦ ટેક

શેઠની મુડી તમેં સાથે લીધીછે,
તેમાં કરજો વધારો, વણજે૦
વિગતે કરી તમેં હાલો વેવારે.
ભૂલે છે ભવનો મારો. વણજે૦
માલ કમાલમાં જોજો વિચારી,
લેશો નહિં પાપનો ભારો વણજે૦
તોવ ધારણની ત્રેવડ કરજો,
નહિંતો માલ છે ગારો વણજે૦
દાસ દયો કે તમેં થાજો દલાલી,
હાણ લાભ પેઢીયે ઉધારો. વણજે૦

રાસડો સાતવાર

વૃજમાં વાંસલડી વાગીરે,
સયલ હુંતો ઝબકીને જાગીરે;
લગની મોહન સંગ લાગીરે વૃજમાં૦ ટેક
સોમવારે શામળીયો વાલોરે,
મળવા વનરાવન ચાલોરે.
નેણલે નિરખો નંદ લાલોરે વૃજમાં૦
મંગળવારે મોહનજી મળીયારે,
વિઠલવર વચનુમાંપળીયારે;
વાલો મારો અઢળક થઇ ઢળીયારે વૃજમાં૦
બુધવારે બોનામી બેલીરે,

ગયા છે વાલો એકલડાં મેલીરે;
પ્રભુ વિના થઇ રહીછું ઘેલીરે        વૃજમાં૦
ગુરૂવારે ગોવિંદ ગુણ ગાએરે,
હળીમળી વનરાવન જાએરે;
નિરખી નાથ સુખીયાં થાએરે        વૃજમાં૦
શુકરવારે સુખ સઘળું મળીઉંરે,
જનમનું દુઃખ સરવે ટળીયુંરે,
પૂર્વનું પુન્ય આવી મળીયુંરે        વૃજમાં૦
શનિવારે સુંદરવર પામીરે,
સેજે મળ્યા શામળીયો સ્વામીરે,
હવે મારી વ્રેની પીડવામીરે        વૃજમાં૦
રવિવારે રાસ રમ્યાં સંગેરે,
આનંદ વધ્યો અતિ અંગેરે;
રજની ગઈ રમતાં રંગેરે        વૃજમાં૦
સાતેવાર પ્રેમકરી ગાશેરે,
તેનાંતો કારજ સુફળ થાશે.
દયાનંદ હેતેં હરખાશે        વૃજમાં૦

રાસડો—બારમાસ (રાગ ઉપરનો)

ભજમન ભુદરને ભાવેરે,
પછે આવો અવસર નહિંઆવેરે;
નરદેહ વારંવાર નાવેરે        ભજમન૦ ટેક
કારતક કેશવ કરૂણાકંદ,

વાલો મારો ટાળે જનમના ફંદ;
પ્રેમે પામી પરમાનંદ ભજમન૦
માગશર મંદિરીયે આવ્યારે,
ચતુરભુજ ચિતડામાં ભાવ્યારે.
ઉરમાં પ્રેમ કરી લાવ્યારે ભજમન૦
પોષે પ્રભુ પુરૂષોતમ મળીયારે,
દુખડાં આવાગમણ ટળીયાંરે;
ભાવે ભગ્તિમાં ભળીયાંરે ભજમન૦
માહા માસ મહા રસના રસીયારે,
પ્રભુ મારો અંતરમાં વસીયારે;
સાધન પ્રેમ પ્રિતનાં કસીયાંરે ભજમન૦
ફાગણ વાલો ખેલેછે રંગ હોળીરે,
ભાવે ભરી ગુલાલની ઝોળીરે,
ગાગર વાલે હેત કરી ઢોળીરે ભજમન૦
ચૈતર વાલો ચિત્ત ગયા ચોરીરે,
લાગી છે પ્રેમ તણી દોરીરે;
નિરખું નયન કમલ કોરીરે ભજમન૦
વૈશાખ વાલો વૈશ્નવ મન ગમીયારે,
ગોપીસંગ રાસમંડળ રમીયારે;
દેવતા સરવે આવી નમીયારે ભજમન૦
જેઠ વાલો જગજીવન ઝાંખુરે,
હેત કરી હરદામાં રાખુરે;

મુખડે મોરલીધર ભાખું રે ભજમન૦
અષાડે ઈંદરે કોપ કીધોરે,
ગોવર્ધન શિર ઉપર લીધોરે;
ગોપ સારૂ દવાનળ પીધોરે ભજમન૦
શ્રાવણે વાલો જળ ઝીલવા ચાલ્યારે,
જમનામાં વાલે કાળી નાગ ઝાલ્યારે;
શિરપર પગદઇને ચાલ્યારે ભજમન૦
ભાદરવે ભવસાગર તારેરે,
ફાંસીવાલો જમરાજની ટારેરે;
પુરવનાં પાપ સરવે જારેરે ભજમન૦
આસુ આવ્યો શરદ પુનમનો રંગ,
રમીયા રાસ મંડળ હરિસંગ;
વાલો મારો મળીયા નવલે અંગ ભજમન.
બાર માસ પૂરા જે ગાશેરે,
તેતો સેજે વૈકુંઠે જાશેરે;
દયાનંદ સેજે સુખી થાશેરે ભજમન.

રાસડો ( રાગ ઉપરનો )

ભાવે ભગવત પદ ગાએરે,
સાધન ગુરૂ ગમથી પાએરે;
દબજા મેલી અળગાં થાએરે ભાવે.
વાલો મારો ભક્તિના ભેરૂરે,

ઉરમાં પ્રેમ કરીને હેરૂં રે;
ચિત્તમાં સુંદર વર ટેરૂં રે ભાવે.
પ્રભુ છે પ્રાણ થકી પ્યારારે,
નથી વાલો ભક્તિથી ન્યારારે;
સેજે વાલો સંતમાં રમનારારે ભાવે.
ઓધાર વાલે અધમ તણા કીધારે,
અજામેલ શરણુમાં લીધારે;
ઝેર વાલે મીરાંનાં પીધાં રે ભાવ.
ખીચડી કુરમાની ભાવીરે,
ભીલડી બોરાં વીણીને લાવિરે;
પ્રભુને ટેવ ભક્તીની ફાવીરે ભાવે.
ભાજી વાલે વિદુર ઘેર ખાધીરે,
સુદામે તાંદુલ ગાંઠ બાંધીરે;
શવરી અંતરમાં લાધીરે ભાવે.
મેતાજીને હાર હાથે દીધોરે,
હુંડીનો કાગલ વાંચી લીધોરે;
મોસાલો ભાવ કરી કીધોરે ભાવે.
સગાળશાનો શામળીયો બેલીરે
ચેલૈયાનું શિશ શરણે મેલીરે;
રીઝયા વાલો પ્રેમ રસમાં રેલીરે ભાવે.
એવા છે વાલો અંતરના જામીરે,
ધર્મ સારૂ પ્રગટયા બહુનામીરે;

ચતુરભુજ સરવેના સ્વામીરે ભાવે.
પ્રભુ એવા ભવ ભંજન કાવેરે,
સાધુની વારે વેલા આવેરે;
જુગ જુગ અવતાર વેદ ગાવેરે ભાવે.
એવા હરિ ભાવ કરી ભજીએરે,
અંતરનાં કૂડ કપટ તજીએરે
દયાનંદ સુખ સાધન સજીએરે ભાવે.

પદ તાલ હીંચ

શિદતું મોહમાં ફરે છે મુરખ મન
શિદતું મોહમાં ફરે છે ટેક
હરિના નામની ભક્તિ પામીને,
માન ગુમાનમાં મરે છે મુરખ.
માળા પેરી રૂડા વેશ બનાવે,
ચિત્તતો ચાળા કરે છે મુરખ.
મરજીવાનાં તમેં મરમ લઇને,
પાપેથી પેટ ભરે છે. મુરખ.
રેણી કેણી એણે ખબર ન જાણી,
કામમાં કાળજાં જરે છે મુરખ.
દાસ દયો જ્ઞાન ધ્યાન ન પાયા,
ઉલટા બોજ ધરે છે મુરખ.

## પદ–રાગ ઉપરનો.

ભક્તિ એણી પેરે થાય છે.
સમજ મન ભક્તિ એણી પેરે થાય છે ટેક
શામ દમની જેણે ચોકી બેસાડી.
ધિરજનો ધામો દેખાય છે સમજ.
વાચે કાછેરે વૈશ્નવ જન કાવે,
તન મન વારણાં કરાય છે સમજ.
અમરત રસનો આહાર કરીને,
કાળના કોળીયા ભરાય છે સમજ.
હરખ શોક જેણે હોમ્યાં અગનમાં,
પાપ પુન્ય પેઢીયેં દેખાય છે સમજ.
દાસ દયો એવાં ભક્તિનાં લક્ષણ,
જુવો સત શબ્દોમાં જણાય છે સમજ.

## પદ

હરિજન જપો હરિનું નામ,
જેને કાળ કરે છે સલામ ટેક
રામ ભજનમાં રાચે નહિને,
ઉત્તર દે છે આડા;
મરી મરીને ફેર અવતરે,
અંતે સરજે પાડા હરિજન.
બોજ ઉઠાવે ભારજ તાણે,
તેમાં હિંમત રાખે;

રામ ભજનમાં રહે આળસુ;
છેવટ નરકે નાંખે હરિજન.
નિંદામાં નવરો નહિં રેવે,
હરિ ભજનમાં ઝોલાં;
ચોરાશીના ખાડા ભરવા,
જઈને સરજે ગોલાં હરિજન.
પરમ રથમાં પગ ભરે નહિં,
સ્વારથ મોટા શુરા;
ધિક પાપીના પેટને,
તે સરજે જલના પુરા હરિજન.
નેન દિયા પણ નિરખી ન જાણ્યું,
બોલી ન જાણ્યું અગે;
મોક્ષ બારણું મેલી દીધું,
ચોરાશીને ઢગે હરિજન.
વધું દાખવું વખત જાય છે,
શિખામણ છે છેલી;
દાસ દયો કે માની લેજો,
મન મરજાદ મેલી હરિજન.

પદ ( રૂષિરાજના પદનો રાગ )

તું તો શિદને હેરાણો માયા જાળમાં રે
જાળમાં રે માયા જાળમાં રે તું તો. ટેક

બાળપણું બાળક સંગ ખોયું,
પાછું વાળી તેં નવ જેયું;
મન માયામાં મોયું આળ પંપાળમાં રે તું તો શિદને.
યુવા પણે વિષય રંગ રાતો,
માન મોહમાં થયો છો માતો;
માલ પરાયા ખાતો ખુત્યો ખાળમાં રે તું તો શિદને.
હેત કરીને હરિ ન ગાયા,
ભાવ ભરોંસો કબુ ન લાયા;
કેવળ બોજ ઉઠાયા, તરીયા બાળમાં રે તું તો શિદને.
હવે કહું છું બે હાથ જોડીને,
પરખ પ્રભુ તન મન ઓડીને;
હરિ નામ છોડીને બીજું ભાળમાં રે તું તો શિદને.
દાસ દયો પુરણ બ્રહ્મ જાણો,
અંતર ભાવ દુજે નૈં આણો;
પુરણ પ્રેમ પીછાણો ગો ગોપાળમાં રે તું તો શિદને.

પદ ( રાગ ઉપરનો )

આતમ જેયા વિનાનો મુવો માનમાંરે,
માનમાંરે મન માનમાંરે આતમ ટેક
વિષય સુખમાં મોહે મરીયો,
બોજ બુરાઇનો કાંધે ધરીયો;
ફુલ કરીને ફરીયો થઇ બેભાનમાંરે આતમ જેયા.

કામ ક્રોધ ઈચ્છા ઉર ધારી,
મન મમતામાં ભયો ખુવારી;
ગાયા નહિ ગિરધારી,
ગયો ફુલ કાનમાં રે                    આતમ જોયા.
ગમ કરી ગોવિંદ નવ ગાયો,
અંતર આતમરામ ન પાયો;
પાપેં પાવ ઉઠાયો,
ગયો અજ્ઞાનમાંરે                    આતમ જોયા.
અબ સાધન સુખ ચિતમાં ધારો,
ભેદ ભરમના મનથી મારો;
દયાનાથ સંભારો,
અંતર ધ્યાનમાં રે                    આતમ જોયા.

## ધોળ

મન મોહનજીનેરે, સત સંગમા ભળીયેં;
શુભ સાજ સજીનેરે, મોવનને મળીયેં        ટેક
મન કાઢ કબુદ્ધિરે, ચેતન થઈ ચાલો;
લીયો શ્યામ સબુદ્ધિરે, હેતેં હરજી માલો.
પ્રેમ પટકુળ પેરોરે, અબળા સ્વાંગધરી,
હૃદામાં હેરોરે, ગોવિંદ ગમ કરી.
ભાવેથી ભેટોરે, ભવ દુઃખ દૂર પળે;
ચરણુંમાં લેટોરે, અંતરની ગાંઠ ગળે.

થાઓ રંગના રસીયારે, શુરા જન સાધ થઈ;
શિલ વરતીમાં વસીયારે નુરી નિજ નીમલઈ.
પુરણુ પદ પામેરે, સાધન શુદ્ધ કરી,
દુખ સઘળાં પામેરે, રેણી રસ રંગ ભરી.
શુદ્ધ સુરતા સાહેલીરે, શબ્દ ૧પયુ પામી;
થઈ ધ્યાન ઘેલીરે, મળ્યા અંતર જામી.
હવે આવરણુ નાવેરે, અખંડ વર ઉર વરે;
ગુણુ દયાનંદ ગાવેરે, મોહ મન ચિત ઠરે.

ધોળ

ચાલોને સજ્જનરે, સતસંગમાં જાયેં;
નિરખી સંત સુમંગલરે, પ્રેમે પાવન થાયે; ટેક૦
આતમ અનુભવમાંરે; વચન વિશ્વાસ મળે;
સમજી સંત શબદનેરે અંતર અજ્ઞાન ટળે,
પુરણુ પદ પામોરે. સોહંગ વર જુઓને સાને;
સુરતે શ્યામ સમાવોરે, ધારણુ ઉર ધરજો ધ્યાને.
કાઢો કાળ ડુબાડીરે, ખમીયાનું ખડગ કરી;
મારો મોહ મેવાસીરે, ધિરજકી ઢાલ ધરી,
અહંકાર અવગુણીરે, વિદારો ભાવ ભલકું હણી;
ભેદ ભ્રાંતિ ચોવટીયારે, સમજાવી સતશબદજાણી.
કપટી કોટવાલને કાઢોરે, વિચારનું વજ્ર લઈ;
શોક સંશેને સાથેરે, પાડો પ્રેમ ભકત થઈ

જુધ જુક્તિથી જીતોરે, જ્ઞાનુનાગોળા કરી;
પ્રેજે શામ સંભારોરે, સુંદર વર સેન ભરી.
નરવરતી પધાર્યારે. નિરવરતી નિવાસ કરે.
દાસ દયાનો સ્વામીરે. સદાઉર આવીવરે.

સરવડું

આજ સમાજ સાધઘર આવે;
મંગળ મોહભુવન શુભકાવે
અખંડ અનોપમ તત્ત્વ બતાવે,
તો પરખ કરાવે પ્રેમનીરે ટેક૦
પ્રેમ પુરૂષ પૂરણ સુખધામા.
ભક્તિ પદારથ નિરંતર નામા.
શિલ સુરતમાં સનમુખ સામા,
તો આનંદ વઢ્યો ઉલટી લેરનોરે
એરે આનંદમાં અમર ઉજીયારો,
જનમો જનમનો ટળે અંધિયારો;
સતગુરૂ શબ્દે સેન નિયારો,
તો ધારો ધારણ નિજ ધરમનીરે
ધર્મ નિરંતર નિરભે નિશાણી,
ઓહંગ સોહંગ દો એકણ ઘરઆણી;
સેજ અગરપર સુરતિ ઠેરાણિ;
તો દાસ દયો પદ દાખવેરે

## પદ–સાતવાર

ભજલે મન ગોવિંદ ગિરધારી,
ટળે તેને જનમ મરણ બારી  ભજીલે ટેક
સોમે મન સમશે શારંગ પાણી,
માટે તેને આવાગમણ ખાણી;
નટેન કોઇ જમરાજા દાણી,  ભજીલે૦
મંગળ મન હરિવરને હેરો,
નાવે તેને ભવસાગર ફેરો;
પ્રિતી કહી પુરૂષોત્તમટેરો,  ભજીલે૦
બુધે મન બહુનામી નરખો,
સાધન કરી અંતરમાં હરખો;
સોહંગ વર અરસ પરસ પરખો  ભજીલે૦
ગુરૂવારે ગુરૂપદ ઉરધારો
અંતરમાંથી કાળ કુબુદ્ધિમારો,
તજીદેને મોહ મમતા ભારો  ભજીલે
શુકર મન શ્યામ સુંદર ભજીયેં
સ્વાંગ ઉરભક્તિ તણો સજીયેં;
કુબુદ્ધિ કુમતિને સદા તજીયેં  ભજીલે૦
શનિ સેજ ધ્યાન કરી ખોજો,
પ્રેમ ધરી સેન મરમ સોજો.
મેલી દેને અહંપદનો બોજો  ભજીલે.

આદિત મન ભજો અંતર જામી,
ઘટોઘટ બોલે બહુનામી;
અનુભવે અવધિ પદ પામી ભજીલે.
સાતે વાર ચિત્ત ધરી ગાશે,
કારજ તેનાં સરવે સુફલ થાશે;
દાસ દયો તે ચરણુમાં જાશે ભજીલે.

અથ ધુન–થાળ (સોમેળો મનજેજે રઘુવીર) એ રાગ.

સોહંગ પદ શબ્દે સમાવો સોહંગપદ૦
બ્રહ્માનંદ આનંદ અમલ સુખકંદ,
વ્યાપક રહ્યો ભરપૂર સોહંગપદ૦
સોઇ સ્વરૂપ અરૂપ અવિનાશી;
જાણેરે સયાના સંતશુર સોહં
કોશ પ્રપંચથી પર પરિબ્રહ્મહે,
સકળ બ્રહ્માંડનોમુર સોહં
દયાનંદ સોઇ સુખ અટલ,
બ્રહ્માનંદકો રટત નિશદિન અતિઉર સોહં

થાળ

જમો પ્રભુ જુગન જીવનલાલા,
પધારો પ્રેમ મંદિરમાં વાલા:
ઢાળ્યા છે ભાવ બાજોઠ મોતીચાલા,
ભરી છે જલ જુગત તણી ઝારી. જમો૦

કંચન થાળ થિરતાનો ભારી.
કીધાં છે ભોજન પ્રિતશું તૈયારી જમો૦

શિરોને સેવ સેવા તણાં કીજે,
મિઠાઇ મન મોહન ચિત દીજે;
વડી પુરી વિવેક કરીને લીજે જમો૦

શિખંડ દુધપાક પૂરણ ભાવે,
જલેબી બરફી મેસુબ સુખ લાવે;
કંસાર કેશવ કિરતન ઉરગાવે જમો૦

ભાજી મન ભરોંસો કરી લાવું,
રાયતુંને શાક સતસંગમાં ધાવું,
સાટા પાપડ ચુરણ ખવરાવું જમો૦

ચટણી શુભ કરણી તણી કીધી,
અથાણું કેરી શિલસંતોષ દીધી
ઉપર બીડી બહુ નામીની લીધી જમો૦

પલંગ પ્રેમ પ્રિતી કરીને ઢાળું,
પોઢો પ્રભુ વાવલીયાં વાળું;
દયાનંદ નેણલાં ભરી ન્યાળું જમો૦

## અથ થાળ ભોજન વિનોદ

ૐ શ્રી પુરણ પરમાત્મા, પૂર્ણ હાર પરમેશ;
લોક ચરાચર વિશ્વમેં, આપે અહાર હમેશ. ૧

હે અવિનાશી આદતુમ, સબકે સરજન હાર;
પ્રાણ નાથ પુરત સદા, અન્ન જળકો આધાર. ૨
બ્રહ્મ નિરામય નામ હે, પાવે સંત સુજાન;
તન મન ત્ર્ષ્ના નવ કરે સો પુરૂષ ગુણવાન. ૩
વિશ્વ વિશ્વભંર દેવ હે, ચોંચ દઈ ચુન દેત;
બિન વિશ્વાસ કલ્પી મરે, જીવ અવિદ્યા હેત. ૪
અજ અનંગ અવિનાશ હે, પોષક પરમ દયાળ;
અંતર બાહેર સર્વકું, સોઇ સદા રખવાળ. ૫
શ્રી ભવ તારન એક તુમ, અવર નહિં કો ઇશ;
સો ભરતા ભગવંત હે, વિશ્વંભર જગદીશ. ૬
જગ કરતા સો જગ્તમેં, કીનો હંસ પસાર;
તીન સબકું પૂરા કરે, અપનો બિરદ સંભાર. ૭
આદિ અંત અરૂ મધ્યમેં, ઓર નહિં કોઇ ઠોર,
એક નિરંજન આત્મા, હે સબકે શિરમોર. ૮
સત ગુરૂ બંધન કાટીયા, સેજે ભયા સુખ રૂપ;
દયા સંત સમાજમેં, સોપાયા પુરૂષ અનુપ. ૯
સંત મોહી આતમ રામહે, મેં સંતન આધાર;
દયાનંદ આયે પોવણા, બેર બેર બલહાર, ૧૦
મુઢ મતિ જગ ઇશકો, ધર વિશ્વાસ અકુલ,
દયાનંદ આજીવિકા, દેત સદા અનુકુલ ૧૧
નહિં વિશ્વંભર દૂર હે, પલ પલ હાજર હોત;
દયાનંદ ભવ વારિમેં, સો તરનેકો પોત. ૧૨

અનુમંતા ઉપદ્રષ્ટાહે, ભરતતા ભોગ્તા જાન;
સો મહેશ પરમાતમા, ગિતા કહત પ્રમાન. ૧૩
જલચર નભચર આત્મા, પામર પ્રાણી અનંત,
સો ભરોસે ભગવંતકે, પામે આહાર નચંત. ૧૪
તું કયું ચિંતા કરત મન, ભજભાવે ભગવંત;
દયા પ્રાણ સંતોષમેં, વિશ્વંભર બલવંત. ૧૫
પાર બ્રહ્મ પરમાત્મા, ઈશ અનાદિ નેત;
દયાનંદ બલહારીયા, તનમન પ્રાણ સમેત. ૧૬
સંત હરિહર બોલીએ, પાયે પ્રેમ પ્રસાદ;
દયાનંદ ભઇ આજ્ઞા, હરિહરકો અનુવાદ. ૧૭

મનની સમજુતી વિષે રેખતા

દોહરો

મનવા તેં પથ્થર ભયા, કહ્યા ન માને કાન;
અપની નફશ ચલાયકે, નરકું કરે નાદાન.

રેખતો ૧ પહેલો

કોપ મનકે મારે મોજ કરે,
કોઇ મનસેં માન મીલાવતાહે;
કોઈ મનથકી મહારાજ બને,
કોઇ મન કંગાલ કહાવતાહે.
કોઇ મન આધિન પંડિત બને,
કોઈ દેવ થઈ આપ પુજાવતાહે;

એસા ઠાઠ સબે પ્યારે મનજીકા,
કાઇ મન અમન નહિં લાવતા હે.
દયાનંદ અબતો માફ કરો;
ઓતો ગુન તમારા ગાવતા હે.

રેખતો બીજો.

ઘડી ભરમેં મનજી સ્થિર રહે,
ઘડી ભરમેં ઓરમેં દોડતાહે;
ઘડીભરમેં તો સિદ્ધ સાધ બની,
ઘડી ભરમેં ઘાટકું જોડતાહે.
ઘડીભરમેં ઇષ્ટ અનિષ્ઠ કરે,
ઘડીભરમેં તાઇકું તોડતાહે.
ઘડીભરમેં સંશે શોક કરી,
ઘડી ભરમેં સબકું મોડતાહે.
એસા ઠાઠ સબી પ્યારે મનજીકા,
નિરમન થઇ કયું નાહં છોડતાહે;
દયાનંદકું અબતો માફ કરો,
સાંઇ ચરણે શિશકું ઓડતાહે;

રેખતો ત્રીજો.

મન ઓર પ્રપંચ તું છોડદેનાં,
ચલો સંત સમાગમ કીજીયેંજી;
મન માન ગુમાનસે દૂર રહી,
લ્હાવ ગુરૂ ચરણકો લીજીયેંજી,

મન મનકા વેગતો મતકરો,
સ્થિર હોઇ કે નામમેં રીજીયેંજી;
મન આશા ત્રષ્ના તે પાર કરી,
ચિત્તશિલ સંતોષમેં દીજીયેંજી,
મન પ્રેમકી પ્રીતિએં પાર હોનાં,
નિત ભાવ ભરોંસે ભીંજીયેંજી.
દયાનંદકે આનંદ તબ હોવે,
બ્રહ્માનંદકું અંતર પીજીયેંજી.

રેખતો ચોથો.

મન મારગ છોડનહિં દુર હોનાં,
ટોનાં રામકાનામકા ચલાવનાજી.
મન કાયકું શોચ સંકોચધરે,
દિન ચારમેં ફેર બહાવનાજી.
મન ઉલટા દાવકું ખોજ કરો,
નહિં શોક સંતાપમાં ફગાવનાજી.
મન માન અરૂ મોહમેં કયું ફીરે,
દેખ દલકું નહિં ડોલાવનાજી,
દયાનંદકે ગુન્હા માફ કરી,
બ્રહ્માનંદકું જાઇ પોચાવનાજી.

રેખતો પાંચમો.

મન કાયકું તેં મસ્તાન બન્યા,
જાઇ ત્રષ્ના કે સાથ ભમાવતાહે;

મન આજકે કાલમેં ઉઠજાના;
ફેર રંગ રમત કયારે રમાવતાહે.
મન મક્ષિકા માફક મતકરો,
હરોરસ મધુજ્યું જમાવતાહે;
દયાનંદકે વાવા તેરી બલિહારી;
બ્રહ્માનંદકું સાનમાં સમાવતાહે,

રેખતો છઠો.

મન મિત્ર હોઇ જ્યું ભલાઇ કરો,
મરો મારકે મનકા વેગકુંજી;
મન સત શબ્દકી ઓટલઇ,
બાંધ શિલ સંતોષકી તેગકુંજી.
મન આપદા સંપદા છોડચલો,
ધ્યાઓ શામ સુંદરકા નેગકુંજી;
દયાનંદકે મેં તોરાં વારણાં લઉં,
બ્રહ્માનંદ મીલાવો વેગકુંજી.

રેખતો સાતમો.

મન તેરે મેરેમેં તો જુજનહિં,
કયું લાભ વિના મિત મારતાહે;
મન બાજ તેરો તો સંબધ નહિં,
હાણ લાભસેં વૃથા જારતાહે.
મન પંચ પ્રપંચ કે મોહ તજો,

સજો સાધ સમાગમ તારતાહે;
દયાનંદ કે લખું કુલ બાની આંજો,
બ્રહ્માનંદકુ ઉરમેં ધારતાહે.

### કુંડલીયો.

મન બડું મસ્તાન છે રહેન એકી ઠોર,
સમજાવ્યું સમજે નહિં, ફરે કામકી ઓર
ફરે કામકી ઓર, ચોર થઈ વિષય માણે,
હાલ લાભ અરૂ દુઃખ, અહોનિશ એજ પિછાણે;
કહેસી દયાનંદ, ફંદકી તો એહી ખાણ છે
રહે ન એકી ઠોર, બડું મસ્તાન છે.

### તમંચા રેખતા

### રેખતો પહેલો.

એક અલફ નામ બિન કુછ નહિં,
એસબ આખર ફના મકાના હે — ટેક

કુછ એસ નહિં આરામ નહિં,
કુછ લેના દેના દામ નહિં;
કુછ મેરા તેરા કામ નહિં,
ઓતો આશક દિલ દિવાના હે — એક અલફ. ૧

કુછ જોરા જોરી જોર નહિં,
કુછ બરના બરની ઠોર નહિં;
કુછ ઉંચ નીચ વાં ઓર નહિં,

વાંતો બાતે બાત મીલાવતા હે એક. ૨
કુછ નહિં શોક દિલગીરી હે,
કુછ નહિં મીર ફકીરી હે;
નહિં દાવા ધોખા સબીરીહે,
વાંતો ખુશી ખેલ મરદાનાહે એક. ૩
કુછ દેખા દેખી યાર નહિં,
કુછ આશુક માશુક પ્યાર નહિં;
કુછ ધામ ધુમ દિલદાર નહિં,
વાંતો સતમેં સેન લગાના હે એક. ૪

રેખતો બીજો.

મન મસ્તાના સમજ દિવાના,
સબ મટીકા ઢેરાહે ટેક
કુછ બેટા બેટી ભાઈ નહિં,
કુછ સગાં કુટુંબી ઝાઇ નહિં.
આણા જાણા બલ્લાઈ નહિં,
નહિં દિવસ રેન અંધેરા હે મન. ૧
કુછ દેહ તમાસા ખોટા હે,
મન પ્રાણ ઈંદ્રિ જોટા હે;
કુછ ફરનાં હરનાં ગોટા હે,
અંત જંગલ બીચ ડેરા હે મન. ૨
કુછ ખાનાં પીનાં ખુસાલા હે,
કુછ પેરન શાલ દુશાલા હે;

કુછ દેખી દિલ દિલાસા હે,
સોજાન દોજક્કા ફેરા હે     મન. ૩

કયા કહું ગુલજાર રહો,
કુછ મુખસેં મીઠે બોલ કહો;
ઉરમેં અનલ હક લહો,
આપેં આપ ઉજેરાહે     મન. ૪

રેખતો ત્રીજો.

કયા કહું મન હુવા દિવાના;
મશુક મોજ મીલાવતા હે     ટેક

કોઈ આશક નુર હજુરી હે,
નહિં શોક દિલગીરી સબુરી હે;
એક અલફ યાદ મંજુરી હે,
વોનુરે નુર ઝલકાતા હે     કયા. ૧

નહિં ભીસ્ત ખુશી ઉજેરા હે,
નહિં દોજક દુઃખ અંધેરા હે;
સબ મેબુબ નામ ગુલશેરાહે,
વો હર દમ સાંઈ કીલાતા હે     કયા. ૨

સબ આલમ અપની અરવાહે,
નહિં હાણી લાભ નજરવા હે;
નહિં ધોખા ધોખ સબરવા હે,
ખુબ મોજ સોજ ચલાતા હે     કયા. ૩

અબ આના જાના ખેર હુવા,
હુઇ મસ્ત ફકીરી મેરહુવા;
મનશુર સેતાની જેર હુવા,
તબ દયાનંદ હરખાતા હે                    કયા. ૪

નજીર તમંચા

વો ખેલ અજબતું દેખ દુનીકા,
ધોખા પર પસ્તાના હે;
એક નિરંજન પાર બ્રહ્મકું,
ધાવે તો શુકરાનાહે                    ટેક

હમ લેખા જુઠ હંગામાકું,
જો દેખ ખલક ભરમાની હે;
જ્યું હું ઠેમેં ચોર માન ઓર,
ફિરતીનમેં હેરાની હે;
મેં સચ કહુ વો આખર મેંતો,
આપું શિર ઉઠાના હે                    વો ખેલ. ૧

જમી ખાબદા ખ્યાલ દેખ લે,
ઓર મૃગ જલકા પાની હે;
ગાફીલ હોકે મૃગ મૂર્ખકું,
ફસનેકી નિશાની હે;
ખૂબ ઓજ હમ સોજ કીયા,
તો બીચ પામર પટકાનાહે                    વો ખેલ. ૨

કહા રંગ દોરંગી દેખ દિલુમેં,
ફસના હસનાં રોનાં હે;
કહા માલ મશાલા મોજ શોખમેં,
અપની પુંજી ખોનાં હે;
હમ દેખ ઈસ મૂરખકું તો,
આખર દોજક પાના હે વો ખેલ. ૩

કોઈ ખાન પાન ગુલજારી હોકે,
પેને શાલ દુશાલે કું;
કોઈ હટી સોદા ઓર ખેતીમેં,
જાવે લેનરસાલેકું;
દયાનંદ સેતાન સપાટે,
મિજલસ મેં મરજાના હે વો ખેલ. ૪

બીજો

વો કુદરતકી અજબ રોશની,
ભરમી ભાન ભુલાતા હે;
માન મશ્કરા મનસુરોકું,
અંધીમેં અટકાતા હે ટેક

નેકી બદી દેખ દિવાના,
ક્યું ગફલતમેં જાતા હે;
યાર ઈબાદત દેખ દિલુમેં,
ક્યું બાહિર અથડાતાહે;

ભલી બુરાઈ ભીસ્ત દોજકમેં,
ખાલી ખોપ ઉઠાતા હે                    વો કુદરત. ૧

એહક બોજા ઉઠા શિરપેં,
ના ખોપ ખુદાસેં ડરતા હે;
વો યાર ઇશ્કકું કબુ ન ધાવે,
જાઇ દોજકમેં પરતાહે;
અબ દોશ કિસીકા માનું બંદા,
કમાઇ અપની પાતા હે;                    વો કુદરત. ૨

બેન ભાણેજા સાસ જમાઇ,
પુરૂષ વામદો જોડા હે;
ચચા મામા ઓર કુંટુંબી,
સબ અંધેકા ઘોડા હે;
હમ કયા દિલગીરી કરે ઓરપેં
ભૂલે ભાર ઉઠાતા હે                    વો કુદરત. ૩

ચેત અચેત ગાફીલ અંધા,
એ દિનુ ચારકા મેલાહે;
કુછ લે લીયો કુછ દે દીયો,
એ જૂઠ મટીકા થેલાહે;
હમ કયા સમજાવે દયાનંદ,
અ બાત બાતકા નાતાહે                    વો કુદરત. ૪

## ત્રીજો.

મુસલ બાત મુરશિદ ફરમાવે,
આમીન શ્રેષ્ટ નુરાની હે;
અજબ રોશની હે અરવામેં,
વો હર દમ હકાની હે  મુસલ. ટેક

અલફ ઇલ્લલ્લા યાર દિલુકા,
ચશમેં નુર ખુશાલી હે;
રેમ રખેગા સોઈ રહીમા,
જ્યાં હરદમ હક ઉજાલી હે;
વો આશક કીમેં લઉં બલૈયાં,
જો અપની આપ પરખાની હે  મુસલ. ૧

### કવિત

ૐ બ્રહ્માનંદ ભરપુર, સકળ ઘટ સરખા છાંયા;
હરદમ હાલ હજુર, સો પ્રેમ પરતિતે પાયા,
અંતરમેં અવિનાશ, આઇકે કીયા નિવાસા;
નિરંતર હુવો પ્રકાશ, સો નિરખે નિજદાસા.

જડ ચેતનકે માંય, કયાંય ખાલી નહિં દીસે;
નેન સેન પરખાય, પ્રેમરસ પૂરા પીશે.
મહા વાયક મરજાદ, સમજે કોઇ સંત સનુરા;
દયાનંદ દિલયાદ, પરખ ગુરૂ પાયા પૂરા.

## કવિત

ૐ સતગુરૂ સતિયાર, પ્યાર કર પ્રીતિકીની;
અંતરમેં ઉજીયાર, સાર સેવકની લીની.
બડા દયાળુ દેવ, સેવ સેવકકી માની;
પ્રગટી પૂરણ ટેવ, ખુલી અનુભવકીખાની.
પરખે જ્ઞાન વિજ્ઞાન, સેજમાં સાન સમાણી;
અસ્તિ ભાતિ પ્રિયજાન, ભાન અંતર ઓલખાણી.
અજર અમર અવિનાશ, પ્રકાશ પૂરણ સુખકંદા;
દયાનંદ નિજદાસ, જાનકર ત્રોડી ફંદા.

## સાધુનાં લક્ષણ.

રાગ—અખા ભગતની ઢબનો

સાધુ હોય કે ચેતન રેવે;
ગેરવચન મુખસેં નહિં કેવે. ૧
અધિક ન્યુન અંતર નહિં આણે;
વેદ વાકયકું સત્ય પરમાણે ૨
રાગ દ્વેષ ઉર કબુન દેખે,
સબમેં મેરમ અપના લેખે ૩
કુડ કપટસેં રેવે દુર;
બ્રહ્મમગનમાં સારા શુર ૪
હાણુ લાભ દીસે નહિં કોય;
માન મોહસેં ન્યારા હોય. ૫

સાધુ જનકા એહી પરમાન;
આતમ બિન દેખે કહિં આન. ૬
પરમારથમાં પુરી પ્રીત;
શબ્દ સુધાપર રાખે ચિત્ત ૭
સોઈ સાધુ સાહેબકા પ્યારા;
દયાનંદ એહી સબસેં ન્યારા ૮

## અસંતનાં લક્ષણ–રાગઉપરનો.

હોઇ અસંતને સંત કહાવે;
લખે શાસ્ત્ર ઓર મરમ ન પાવે. ૧
ઉંચ નીચકા કરે હિંહોરા;
તર્ક ભેદ ઉર વચન કઠોરા ૨
આપકું નાંઇ અપરોક્ષ જ્ઞાના;
ઓરનસે જઇ કરે બખાના ૩
મત પાખંડકા મરમ બતાવે;
સત્ય બચન સ્વપ્ને નહિં લાવે. ૪
અવર સંતમેં જાણે ભેદા;
પરમારથસેં પ્રગટે ખેદા. ૫
અધિક ન્યુન અંતરમાં રેવે,
નિરસંશે મન કબુ ન ગ્રેવે. ૬
કરે જ્ઞાન આપ નહિંપાળે;
ઓરનકા અવગુણ નિહાળે ૭

આશા ત્રષ્ણા અંતર ખાઇ;
માન મોહમાં ફરે લુંટાઈ ૮
દોરા ધાગા સાહસ પૂર;
શિલ સંતોષથી રેવે દુર ૯
એહી અસંતકા લક્ષણજાન;
દયાનંદ વિશ્વેકર માન ૧૦

ભૂલ વિષે—રાગ ઉપરનો

ભૂલ આવી તે ભેળી ભેળી;
તેણે કરી ને ગયું છે ટળી ૧
માથું ફર્યું ને થયો દશ મોડ;
જેમ મનુષને વળગ્યું ઝોડ ૨
મુખથી બોલે હું છઉં કોક;
તેમાં થયો અજ્ઞાનનો થોક. ૩
ભૂલ્યો ઘરને મરે મુંઝાય;
દાસ દયો તેનું શું થાય. ૪

મન વિષે—અખાભગતની ઢબનો રાગ

મનજી ભાઇનું મોટું જોર;
તેનું ભમાડયું નાવે ઠોર ૧
જો તેને સમજાવા જાય;
ઉલટી ભેળી થાય બલાય. ૨

એક હોય ત્યાં બીજી કરે;
જેમ ભુતનો  ભડકો ફરે  ૩

દાસ દયો કોઇ શુરો હોય;
સતગુરૂ વચને નાંખે ખોય.  ૪

મોટું મન તે જાણો ભૂત;
આવી વળગ્યો જમનો દૂત.  ૫

વળગ્યો તો અળગો નવ થાય;
માહીંથી મૂળ સમૂળાં ખાય.  ૬

હાણ લાભમાં મોટો ભૂપ;
લઇ ઉતારે ઉંડે કુપ.  ૭

દાસ દયો કે જો ડાકલીયો મળે,
તો તે ભૂત અળગું ટળે.  ૮

મુંઝાય મનતો નાવે ઠોર;
જેમ ફરે હરાયું ઢોર.  ૯

એક મેલે ને બીજી લીયે;
નાવે હાથ તો લોહીજ પીયે.  ૧૦

આપ મરેને બીજાને મારે;
ઉલટી આગ અંતરમાં જારે  ૧૧

દાસ દયો જો મળે સુજાણ,
તો મનજીની મંડાય કાણ.  ૧૨

## ત્રષ્ના વિષે–રાગઉપરનો.

ત્રષ્ણા જાણો મોટી ડેણ;
માહીંથી બોલે ઉલટાં વેણ. ૧

અંતર કાળજાં કાપી ખાય;
મોહ જાળમાં મરે લોભાય ૨

જેમ શ્વાનને પડીયા જીવ;
તેમ ભમે છે રાત અરૂ દિવ ૩

દાસ દયો જો સંતોષ હોય;
તો તેને દુઃખ નાવે કોય ૪

ત્રષ્ણા દેખત મીઠો માર;
ન ફાવે તો આવે ખાર ૫

જેમ જંબુક લટકણ ફળખાય;
તેમ ઇચ્છાયે લેવાણો જાય ૬

હોય હજાર તો માગે લાખ;
આગળ તે ભુંસાવે રાખ ૭

દાસ દયો એ અભાગીયો જાણ;
સંતોષ દયા બિન મોટી હાણ ૮

ત્રષ્ણા રાખે મોટાં તીર,
ઇચ્છા બાણથી મરે અમિર ૯

કઈ જોદ્ધ તો પામ્યા હાર,
સુર અસુરને રાખ્યા ઠાર ૧૦

નાદ કોટીને લીધી ઉર;
ભાંગી ભૂકો કીધા ચૂર ૧૧
દાસ દયો જે હરિના હોય;
તે દાવે આવે નહિં કોય ૧૨
ત્રષ્ણા ભમાડે દેસોદેશ;
નાના ભાતના ધરાવે વેશ ૧૩
દોરા ધાગા ધુણે કોક;
એમ બાંધે પાપોના થોક ૧૪
નાચે ખુંદે નોકરીમાં જાય;
મરે રણ ઉંધા લટકાય ૧૫
દાસ દયો હરિ નિશ્ચે નહિં હોય;
તો ઠેકાણે નાવે કોય ૧૬

લોભ વિષે—રાગ ઉપરનો.

જબ આવે અંતરમાં લોભ,
તયેં પમાડે મનને ક્ષોભ ૧
કરે કૂડને ખોજે ધન;
તેમ ઠેકાણે નાવે મન, ૨
સાહસ ચોરીનો ધંધો કરે;
એમ કરીને પેટજ ભરે. ૩
દાસ દયો એ પાપનું મૂળ;
પ્રભુ ભજ્યા વિના મોટું શુળ ૪

લોભે લાજ ધરમની ઠેલી;
લોભે મૂળ મરમ ગયો મેલી, ૫
લોભે ગુરૂથી સામો થાય;
લોભ નીચની સંગતે જાય, ૬
લોભ અંતરમાં રાખે પાપ;
લોભ તેમનો થયો છે બાપ. ૭
દાસ દયો કે નહિં હરકો નામ,
તો નહિં તેનું ઠેકાણું ઠામ. ૮
લોભે ઉભો થયો છે કામ;
લોભે થઈ વિષયમાં હામ, ૯
લોભે જઇ કરે કુકર્મ;
લોભે તજે છે અપનો ધર્મ ૧૦
લોભે નેનમાં પાડે ભંગ;
લોભ કરે બુદ્ધિને દંગ, ૧૧
દાસ દયો દેખ તેનું જોર,
સાધ મળે તો આવે ઠોર ૧૨
લોભ અધરમમાં અથડાવે જઇ;
મારે ભુડાયે ભેળો થઇ, ૧૩
લોભ ભરાવે પાપેં પગ;
ધરમેં પાછો ભાગે ઠગ, ૧૪
કુળ ધર્મની લોપી લાજ;
નીચ કરમની બાંધી પાજ. ૧૫

દાસ દયો ભવતરવો હોય;
તો નાંખો અંતરની ખોય. ૧૬

કામ વિષે–રાગ ઉપરનો.

કામ કરાવે બુરાં કામ;
કામ ઉડાવે અપનો દામ. ૧
કામ કૂડનો સગો બાપ;
સાહસથી બંધાવે પાપ. ૨
કામ કૂળની છોડે લાજ;
અજ્ઞાનની બંધાવે પાજ. ૩
દાસ દયો ગુરૂ કૃપા હોય,
છુટે નર નિષ્કામી કોય, ૪
કામે ઈંદ્રને આવ્યું માન;
પુગ્યોજઇ રૂપીઅ સ્થાન, ૫
કામે વાળ્ય મર્યો વણ મોત;
કોઇ કરે નહિ તેની ગોત, ૬
કામે ભૂલ્યા બ્રહ્મા ભાન;
નિજ મસ્તક છેધું ભગવાન. ૭
દાસ દયો ભડ ભાગે આપ;
તો કામી પુરૂષની શી છે માપ. ૮
કામે થાય છે મોટો અંધ;
કામ બંધાવે ભવના બંધ, ૯

કામ કરે વિષયમાં વાસ;
કામ ભોગી કરે વણાશ, ૧૦
જીવહિંસા તે કામી કરે;
કામી જઈ વણ મોતે મરે, ૧૧
દાસ દયો તે કાઢો પાપ;
તો સુખ પામે પોતે આપ, ૧૨
કામ કપટની મોટી ખાણ;
કામ ભોગનાં મારે બાણ. ૧૩
કામેં કાયર મોટા શુર;
રાજા પરજા ભાગે દુર, ૧૪
દેવ દાનવ તે પામ્યા હાર;
તો બીજાનો શો વિસ્તાર. ૧૫
દાસ દયો મળે સંત સમાજ;
બ્રહ્મ જ્ઞાનથી મારે મન રાજ. ૧૬

### ક્રોધ વિષે—રાગ ઉપરનો.

ક્રોધ આતમનો કરે વણાશ;
ક્રોધ જ્ઞાન તે પામે નાશ. ૧
ક્રોધ વૃતિમાં વિભ્રમ કરે;
ક્રોધે બુદ્ધિ અલગી ફરે. ૨
ક્રોધે સુખ ન હોય લગાર;
ક્રોધ જીવને રાખે ઠાર, ૩

દાસ દયો કોઇ જીતે સંત;
ક્ષમા ખડગ લઇ કાઢે અંત. ૪

## કુંડળીઓ.

સંત સરાહે સેનકું; સેન શબ્દકી ખોજ;
સુરત લગી વા દેશમેં. તબ પાવે અનહદ મોજ.
પાવે અનહદ મોજ; સોજ કોઈ વિરલા લેવે;
ચડે મેદાને શૂર, દૂરકી ખબરાં દેવે;
કહહી દયાનંદ, ભાખત અમૃત બેનકું,
સેન શબ્દકી ખોજ, સંત સરાહે સેનકું.

## પરચુરણ–દોહા.

જાકો ચિત્ત દુષિત હે, સો તાકે પરાયા દોષ,
કૌવા પશુ શરિરમેં, દેખત આમય રોષ. ૧
લખે અવગુન ઓરકા; સોઇ જાનો નરકાય,
નિંદા પરાઈ બાંધકે, ભૂંશી મરે મુંઝાય. ૨
કૃતઘ્ની ઓર નંદકી. પૈશુન ક્રોધી જાણ,
પંચ જાતિ બોલીયે, સો ચાંડાળ પૈચાણ. ૩
આપ કહાવત મહાત્મા. અંતર અવિદ્યા સંગ,
દોષ ગુણ જોતા ફરે, એહી ધુર્તકો અંગ. ૪
ઇર્ષા દ્વેષ અનંત હે; તાકું કહાવત સંત;
એસી દુનિયાં અંધહે, માનત મોટા મહંત. ૫

અંતર પાપી નિંદકી, ઉપર બણાવે વેશ;
જાતી કૂજાતી જાનીયેં, વચન કરે ઉપદેશ. ૬
કુશળતા કામે ગઇ, ક્રોધે ગયુ સુખક્ષેમ;
લોભ ક્ષમાને લઈ ગયો; મોહે ગુમાયો પ્રેમ. ૭
અહંકારે ધિરજ ગઇ, ગયું અજ્ઞાને જ્ઞાન;
અવિદ્યામાં વિદ્યાગઈ, ગઈ ભૂલમાં ભાન. ૮
માને સત્સંગને ગળ્યો, મદથી શિલ ગુમાય;
મત્સરથી સમતા ગઇ, ઇર્ષા દયાને ખાય. ૯
સંતોષને ત્રષ્ના લગી, ઇચ્છા વૈરાગ લેજાય;
શઠતા મારે વિવેકને, જડતા ચેતન ભૂલાય. ૧૦
કુમતિ સુમતિને ગૃહી, મંદ પણે બુધ ખોય;
અસત સતને લે ગયો, અવિશ્વાસે નિશ્ચેનોય. ૧૧
સજનસેં સન્મુખરહો, દૂરિજન સેં રહો દૂર;
જો મન ધિરજ ધારતો, ભજન કરો ભરપુર. ૧૨
ભજન કરત ભગવંતકો, જો મન જાવે ઓર;
ગઇ કમાણી જ્ઞાનકી, નહિં ઠેકાણું ઠોર. ૧૩
આપામેં નહિં ઓળખ્યા, ઓર મન કરે બહુ વેશ;
દોરી દિલની ડગમગે, વેતો જાય વિદેશ. ૧૪
સર્જન મનનાં ચોરટાં, તીન સંગ કરો ન હેત;
સાચા દિલના સુરમા, તે સાચું સુખદેત ૧૫
સાચા સો નર જાણીયે, અંતર ગઇ ઉપાધ;
શબ્દે ચિત્ત પરોવીયાં, સો કહીએ નિજ સાધ. ૧૬

ૐ

# અથ શ્રી સંગિત ભજન

## ભેરવી–ધ્રુપદ.

દિનકે દયાલ લાલ, શોભત વિશાલ ભાલ;
પલમેં કરત ન્યાલ, દાસ દુઃખ જાન કેરે. દિનકે. ટેક.
જ્ઞાન હુન જાનું ધ્યાન, સાધનકી નહિ ભાન;
ગુનકે નિધાન શામ; આયે બૃદ્ધ માન કેરે. દિનકે. ૧
દયાનંદ સુખકંદ, નિરખીકે અનિ આનંદ;
એસોહિ અનુપરૂપ, પાયે પ્રભુ પ્રાનકેરે દિનકે. ૨

## ભેરવી–ધ્રુપદ.

જટા કે ધરન હાર, સોહે શિર ગંગધાર;
ચંદ્રમા લલાર, વાકે નેન સુખદાઇ હેરે. જટા કે. ટેક
બેલકી અસવારી કીની, ભભૂત રમાઇ લીનિ;
એસોહિ અનુપ રૂપ, મોરે મન ભાઇ હેરે, જટા કે. ૧
દયાનંદ અખંડાનંદ, મારજાર કીનો ખંડ;
એસોહી પ્રચંડ રંગ, અંગઉર છાઇ હેરે. જટા કે, ૨

## ભેરવી–દાદરો.

હો મનવા મોરા; મેબુબકું મત ભૂલ. ટેક
દુનિયાં દોલત, માન મોતાજી;
આખિર હે સબ ધુલ ધુલ ધુલ–હો મનવા. ૧

યે જિંદગી, ગંદગી સમજાનો;
ક્યું તું ગુમાવત મૂલ મૂલ મૂલ—હો મનવા. ૨
દાસ દયો કે, સમજ દિવાના;
ભજલે નામ અડુલ અડુલ અડુલ. હો મનવા. ૩

ભૈરવી—દાદરો.

હે દિલ દિવાના, તું દિલદારકું પહિચાન.
હે દિલ. ટેક.
તજી નિજ જ્ઞાન, ભ્રમત નિશ વાસર,
ક્યું તું હોત હેરાન. હે દિલ. ૧
જીન સુખ ચાહત, સો સુખ નાહીં;
આખર ફનાકા મકાન. હે દિલ. ૨
દાસ દયો દરવેશ દિલુકારે;
સો ધારે ઉર ધ્યાન. હે દિલ. ૩

ભૈરવી—દાદરો, મેં જગાય હારી. રાગ.

હો પ્રભુ પ્રાન પ્યારે, આજ મંદરવા પધારે.
હો પ્રભુ. ટેક.
દયા કરી મોરો જનમ સુધાર્યો;
નિજ ચરનસેં ઉગારે. હો પ્રભુ. ૧
પ્રેમ પલંગ પર આપ બિરાજે રે;
સેજમાં શ્યામ દુલારે. હો પ્રભુ. ૨
દાસ દયો કે પ્રભુ અંતર જામીરે;
સદા ઉર ધ્યાન હમારે. હો પ્રભુ. ૨

ભેરવી–દાદરો. આજ પિયુસે સોઇ રહી. રાગ.

આજ મંદરવામેં આયો મનોહર;
દેખી સુરત મન મગન ભયો. ટેક.
શ્યામ સુંદર મુરત મન ભાવન;
નિરખી નયન સુખ હોત નયો. આજ. ૧
પલ પલ મોરા પિયુકું નિહાળું રે;
પાય પ્રભુ દુઃખ વિરહ ગયો. આજ. ૨
દાસ દયો મન મુદિત ભયો અબ;
એક અમુલખ લાલ લયો. આજ. ૩

ભેરવી–બિરહાની દાદરો.

ઉન યાર ખસમ બન્યા મેં બેહાલ હું;
મીલે માશુક તો મેં નિહાલ હું. ટેક.
જીનકે પાયેસે અરવા મોરી ખુશ હોવે;
ઓઇ નામપેં મે ખુશાલ હું. ઉનયાર. ૧
ઇનકે ઇશ્કમેં તન સબ ખાખ હે;
ઉનકી નુરાંની સેં મે સુખપાલ હું. ઉનયાર. ૨
દાસ દયો દિલ જાની પાયારે;
વિરહ ગયેમેં રંગ લાલ હું. ઉનયાર. ૩

ભેરવી–તાન

કાયકું કરત નિઠુ રાઈ;
શ્યામ મોસેં કાયકું કરત નિઠુરાઇ ટેક.

જબ તુમ હમસેં રાર કરોગે;
દઉં ગાલી મુસકાઇ. શ્યામ. ૧
તુમ હો નંદકે છેલ કનૈયેરે;
મે બૃજકી મતવાઇ શ્યામ. ૨
દાસ દયો મંદ મુસક ગ્વાલન;
ચલત ડગર મદલાઈ શ્યામ. ૩

ભૈરવી–તાન

ભજ મન મદહારી મોરારી–ટેક,
માન ગુમાન વાં હુકમ ન હાલે;
એસાહે ખેલ ખરારી. ભજ મન. ૧
કયું મન મુરખ કરત મગરૂરી;
અબ કરલે હુશીયારી. ભજ મન. ૨
દાસ દયો ભવ દુઃખ ભે હારણ,
સો પ્રભુ ભજ ઉર ધારી. ભજ મન. ૩

ભૈરવી–તાન.

મોવન બજાવે નિકી બેંન.
મોવન બજાવે. ટેક.
મેં મતવાલી ભઇ મુખ ન્યાલી,
નિરખી મનોહર નેન. મોવન. ૧
કુંજગલીમેં નાદ ભયો હે;
સુનત ભયો સુખ ચેન, મોવન. ૨

દાસ દયો નિરખી સુખ પાયો;
મુદિત રહું દિન રેંન        મોવન. ૩

ભેરવી—તાન.

મૈયા મોકું ગ્વાલન યું ટુરકાવે;        ટેક
કહે તુમ કીસકે હો બાલક;
નિકહી આન સતાવે.        મૈયા. ૧
કોઇ કહે નંદજીકો બેટો;
જશોદા ગોદ ખીલાવે.        મૈયા. ૨
કોહી કહે વોડરકો માર્યો,
પર ઘર જાય છીપાવે.        મૈયા. ૩
એક કહે વસુદેવકો જાયો,
દેવકી માત કહાવે.        મૈયા. ૪
કંસ રાયકો ભય ઉર ધારી;
આધી રાત નસાવે.        મૈયા. ૫
એસો ભિખારી ભયો જન્મકો;
નિતહી માગન આવે.        મૈયા. ૬
યુંકર આંખ દિખાવત ગાઢી;
એસે મોહી શરમાવે.        મૈયા. ૭
પ્રેમ ગોવાલન ઓર અલબેલો;
પ્રેમે પ્રેમ રસ પાવે.        મૈયા. ૮
દયાનંદ આનંદ બઢયો હે;
સો સુખ કહ્યો ન જાવે.        મયા. ૯

## ભેરવી. ઠુમરી.

કોન અધમ જગતારે,<br>
હરિ બીનુ કોન અધમ જગ તારે. ટેક<br>
અંત સમે એક નામ જપનસેં,<br>
અજામિલ ઉગારે. હરિ. ૧<br>
ગજ ગુનકા ઓર સજન કસાઇ;<br>
નામ પ્રભુ ઉર ધારે. હરિ૦ ૨<br>
દાસ હયો હરિ નામ બડો હે;<br>
ભવ જલ ખેદ નિવારે. હરિ૦ ૩

## ભેરવી. ઠુમરી.

મોસમકો ન અધમ અવખાની ટેક<br>
જહાં પરમારથ પ્રેમ પ્રભુકો;<br>
તહાં નહિ જાત ગુમાની મોસમ. ૧<br>
આઠું પોર અનિત સુખ ઇચ્છે;<br>
અવિદ્યા ઉર ભરાની. મોસમ. ૨<br>
સાધુ સમાગમ કબહુ ન કીનો,<br>
અંત ભયો નરકાની મોસમ. ૩<br>
કરી કુસંગ કુમતિ સંગ ખેલી;<br>
ઉલટ ભયો બે ભાની. મોસમ. ૪<br>
પ્રાન પ્રભુ સંગ પ્રીતિ ન કીની;<br>
ભ્રમત મોહ ઘેરાની. મોસમ. ૫

કામ ક્રોધ કૂટિલ વિષય નમે;
હર દમ હોત હેરાની. મોસમ. ૬
ભાવ ભક્તિ પર ચિત્ત નવ દીનો;
તન મન ભયો તોફાની. મોસમ. ૭
અબ કરના નિધી અતિ દીનમે.
માગત મન મેરબાની મોસમ. ૮
દયાનંદ શરનાગત રાવ રે;
જાચું પદ નિરબાની મોસમ. ૯

ભૈરવી ઠુમરી

આજ તુમ ઠાડે હો મદમાતી;
કહત નિઠોર મગ જાત દધિ ચોર,
બનમાતીરે આજ૦ ટેક
હમરો કહ્યો તુમ માનત નાહિંરે,
કરત ગુમાન અભિમાન;
બન આઈ ઉર જાતીરે. આજ તુમ૦ ૧
અબ તુબ મોરી માન શિખામણ,
છોડકે કપટ હઠ તજ દે ગમાર;
બન આતીરે. આજ તુમ. ૨
દાસ દયા કો નાથ હઠીલો રે
કહત બચન મન સુનત;
મુદિત રંગરાતી. આજ તુમ૦ ૩

## ભેરવી ઠુમરી

રસીલા મત મારો વાંકે નેંન ટેક

નેંન વાકે મારે મોરો, ચિત ભર માયો રે;
લાગત હે દુઃખ દેન. રસીલા૦ ૧

આઠું પોર મન, શામ સુરતમાં રે;
અવર નહિં સુખ ચેન રસીલા૦ ૨

દાસ દયો પ્રભુ, રુપ નિહારીરે;
ચરન કમલ સુખ લેન રસીલા૦ ૩

## ભેરવી ઠુમરી

રામ રહ્યો ભરપુર; સબ ઘટ રામ રહ્યો ભરપુર ટેક

અંતર બાહિર રામ રમે છે; નિરખી નિરંતર નુર
સબ ઘટ૦ ૧

સતગુરુ સેન્ ઓર નેન નિશાનારે;
હરદમ હાજ્ર હજુર. સબઘટ૦ ૨

દાસ દયો સો મુરત મનોહર;
નિરખી મગન ચક ચુર. સબઘટ૦ ૩

## ભેરવી ઠુમરી

વૃજ બાસી કનૈયારે માખન ચોર ટેક

ખોલ કિંવાર ભુવન બીચ પેઠે રે; મહી કો માટ ઉઠાયોરે
વૃજ૦ ૧

સાંજ સવેર રહે ઘર સુનો રે;

ફેર ઢોર સબ ખાયો રે. વૃજ૦ ૨
કરે બર જોરી મોરી બાત ન માને;
ઉલટી આંખ દીખાયા રે. વૃજ૦ ૩
દયાનંદ નંદ સુત રસીલોરે;
નિરખી પરમ સુખ પાયોરે. વૃજ૦ ૪

ભૈરવી ઠુમરી. તાલ કવાલી.

પિયા મત જાઓજી હમ સે દૂર ટેક
હમકું છાંડ તુમ દૂર રહોગે;
પ્રાન તજું જુર જુર. પિયા મત૦ ૧
અબ કિરપાકર રહો ઉર અંતર;
ઝાંખત રહું નિજનુર. પિયા મત૦ ૨
દાસ દયો નિજ યાર ઇશ્કમેં;
સદા રહું ભરપુર. પિયા મત૦ ૩

ભૈરવી ઠુમરી. તાલ કવાલી.

જાઓજી ન બોલો હમસેં બાત. ટેક.
સઘરી રેન શોકન સંગ ખેલી;
અબ આયે પરભાત. જાઓજી૦ ૨
હમસેં દૂરાવ વેરન સંગ પ્રીતિ;
રસ બીતી સબરાત. જાઓજી૦ ૨
દાસ દયો સુની સ્નેહકી બાતાં;
હસત હરિ મુખગાત જાઓજી૦ ૩

## ભૈરવી

કયું મન મુરખ રામ ભજન બિન.
ભવ મેં યું ભટકાતા હે ટેક
વિષય જાલ અંતરમાં ભારી,
ભજ્યા નહિં પ્રભુ ઉરપેં ધારી;
જન્મ ગયો છો હારી,
જઇ નીચ ગતિ અથડાતા હે કયું મન૦ ૧

પ્રેમ કરી પ્રિતમ નવ ગાયા,
વૃથા ભેદ ભ્રમ દિલ મેં લીયા;
સંત મરમ નહિં પાયા,
સો અંતે અટકાતા હે. કયું મન૦ ૨

દયાનંદ પ્રભુ દિલમાં આવે,
તબહી કાળ કરમ કટ જાવે;
ફિર જનમ નહિં પાવે,
ઓ તો નામ અખંડ રસ પાતા હે. કયું મન૦ ૩

## ભૈરવી ગઝલ

ઇશક લગ્યો નિજ નામપેં,
ફિર મનકું ડુલાના ના ચહીયેં;
મનકું ડુલાના ના ચહીયેં,
દિલમેં ભુલાના ના ચહીયેં ઇશક૦ ટેક

કરકે નિવેડા નામકા,
ફિર ફીચ મીલાના ના ચહીયેં
દિલ મેં ફીયા આરામ,
ફિર ભવમેં ઉલાના ના ચહીયેં. ઇશ્ક૦ ૧
કિયા હે સંત સમાજ,
ફિર મનકું ફુલાના ના ચહીયેં;
સાધન ભયે શિરતાજ,
ફિર ઓર જુલાના ના ચહીયેં. ઇશ્ક૦ ૨
અનભે હે અદ્વૈતમેં,
ફિર દ્વૈત રુલાના ના ચહીયેં;
દયાનંદ સો આનંદમેં,
ફિર શોક મીલાના ના ચહીયેં. ઇશ્ક૦ ૩

## ભેરવીની ગઝલ

મોહોબત મેં જિસકું શિર દીયા;
ફીર ઉસીસેં ડરનાં કયા;
વિશ્વાસ નહિં જીસ આદમકા,
ફિર ભરોંસા કરનાં કયા. મોહો૦ ૧ ટેક
લગી ઇશ્કકી દોર અલફમેં,
જોર બતાના ફરનાં કયા,
લગી લાઊ ઉસ યારમેં,
પ્યાર બતા કર પરનાં કયા મોહો૦ ૨

ઇતબાર નહિ મુરશિદકાતો,
ઓર ઠિકાને તરનાં કયા;
અપના ઘર પાયા નહિં તો,
ઓર મુકામે ઠરનાં કયા. મોહો૦ ૩
સતકા સંબંધ ચિત્ત લગાકે.
ફેર વાંસે ઉખરનાં કયા;
હીરેકી ખરીદી ગુમાઇ કે,
ફિર કોડી ખજીના ભરનાં કયા મોહો૦ ૪
અબ યારી આસ્પુકી કીની,
ફિર કમસલમાં ઘરનાં કયા;
દયાનંદ આનંદ નુરકા તો,
ઓર તુફેલી કરનાં કયા મોહો૦ ૫

### ભેરવ

મન રામ રામ ભજ વાર વાર;
તોરો જનમ અમલ સુધાર સુધાર. મન. ટેક
સુર કઠિન માનુષ તન પાયો;
સો કયું ખોવત ગેમાર ગેમાર. મન. ૧
પ્રાણ પ્રભુ વ્યાપક ઉર અંતર;
સેન મરમસે ન્યાર ન્યાર મન. ૨
દાસ દયાકે નાથ દયાલુ;
પલમેં કરત ભવ પાર પાર મન. ૩

## ભેરવ

મન કાયકું કરત અભિમાન માન—ટેક
માનત નાહીં નિગમ કરખાતાં;
નિપટ ભયો નાદાન નાદાન          મન. ૧
મંદિર મહેલ સાજ સુખ સંપત;
વામેં હોત હેરાન હેરાન.          મન. ૨
તજી નિજ દશ વિષે સુખ વાંછત;
આખર દુઃખકી ખાન ખાન          મન. ૩
દાસ દયો રઘુનંદ ગુસાંઇ;
સો ભજ તજ ઉર આન આન          મન. ૪

## ભેરવ

મોકું રાહ મીલ્યો બનમાલી          ટેક
છીન લીયો મેરો માટ દધિકો;
હસત નયન મુખ ઢાલી રે.          મોકું૦ ૧
હમ કેવે સો માનત નાહીં;
મોકું ઉલટ કહે મતવાલી.          મોકું૦ ૨
કુંજ ગલી મેં આઇ ધકયો રે;
શ્યામ સુરત કુંજમાલી          મોકું૦ ૩
દાસ દયાનો નાથ રસિક વર;
મુદિત ભયે મુખ ન્યાલી          મોકું૦ ૪

## ભેરવ

ભોર ભયો તબ બાલગ્વાલ સબ,
આઈ ખડે નંદ દ્વારે;
જાગો નાથ મમ નયન સકોમલ,
નિરખી હોય સુખારે. ભોર૦ ૧
પિત બસન મંગલમય મુરત,
સુરત સેજ નિહારે;
મુદિત ભયે મોહન મુખ ન્યાલી,
અંગ અંગ હોત ઉજારે ભોર૦ ૨
શ્યામલ ગાત ઉર માલ અનોપમ,
શંખ ચક્ર કરધારે;
મોર મુગટ મોહન વનમાલી,
સો ઉર ધ્યાન હમારે. ભોર૦ ૩
પ્રેમ મનોહર સુરત શ્યામકી,
નિરખી ભયે ભવપારે;
દયાનંદ મન મુદિત ભયે અબ,
રોમ હર્ષ ભયે ઠારે. ભોર૦ ૪

## ભેરવ

તુમ છોર દીયો લરકાઈ,
ફોરદીયો મેરો માટ મથનીયાં;
ઢોર દીયો કછુ ખાઈ.

લાલ તુમ છોરદીયો લરકાઇ. ટેક
એક લરે મોરી સાસ નણદીયાં,
લોક હસે મુસકાઈ;
ઘરકે નાવ હમ પર ખીજત,
કયું તુમ દધિ ઢુલાઇ લાલ તુમ૦ ૧
ભોર સમે કયું બિનહિબુ લાએ,
આવત માન મિટાઇ;
ગોરસ કારન ભયે અધિના,
માગત લાજ ન આઇ લાલ તુમ૦ ૨
નિત આવત મોઈ દાન દધિકી,
તુમ કું હોત ખેલાઇ;
દાસ દયો પ્રભુ પ્રેમ પરાયણ,
ગ્વાલ બાલ સુખદાઇ લાલ તુમ૦ ૩

ભેરવ.ધ્રુપદ

શ્રી મોહન મન ભાયો—ટેક
શોભત વિશાલ ઓર ભાલ અનોપમ,
મધુર અધર સુખ છાયો. શ્રી મોહન.
પિતહી બસન સુખ દશન મનોહર,
દેખીકે કોમલ અંગ અનંગ લજાયો. શ્રી મોહન. ૧
ભાલ હુ રસાલ ગાલ રસિક ગતિ મરાલ,
દયાનંદ પ્રભુ શ્યામ નામ ગાયો. શ્રી મોહન. ૨

## ભેરવ. ધ્રુપદ

સોહંગ બ્રહ્મ ધ્યાવો–ટેક
ગાવો ગુની જન તાન મનોહર;
હરિહર દોઉ રિઝાવો. સોહંગ. ૧
સાધનકો સજો સાજ, પુન્યહુકી બાંધે પાજ,
કાજકું સુધારી, સુખ લાવો. સોહંગ. ૨
સુરતી કો દેખો ખેલ, શબ્દહુસેં કીજે મેલ;
દયાનંદ રંગ રેલ પાવો. સોહંગ. ૩

## ભેરવ તાન

લાલ તુમ અબનાં કરીયો હાંસી–ટેક.
મેં ગ્વાલન નિત આવત જાવત;
તુમ હો બન કે બાસી લાલ તુમ૦ ૧
દાન આનસો લાગો નહિં લાગે;
તુમ ક્યું માગત ખુલાસી. લાલ તુમ૦ ૨
હમ પર જોર કછુ નહિં ચાલે;
હમ હે કંસકી દાસી. લાલ તુમ૦ ૩
દયાનંદ પ્રભુ નિરખી ગ્વાલન;
હો રહી પ્રેમ પિયાસી. લાલ તુમ૦ ૪

## ભેરવ.

મેં પતિત ભવ રોગી મહાખલ,
અઘ અનંત પ્રભુ મોરે

અધમ ઓધારન દુઃખ નિવારન,
ભવ તારન બૃદ તોરે—ટેક.
ચિત્ત અનીત ભ્રમક નિશિ વાસર,
મન વિષયન ઝકઝોરે,
શીખ હમારી કબહુ ન માને,
કામ કૂસંગ પર દોરે. મેં પતિત૦ ૧
નિગમ પુરાન પઢે દિનરાતી,
શ્રવણ કથા રસઢોરે;
તોઉ સલીલ મન સમજેનાહીં,
દોરત ઢોર કઢોરે, મેં પતિત૦ ૨
પંડિત રહે ઓર જ્ઞાન કથનમેં,
આપ કુટિલ રહે કોરે;
ભક્તિ ભરોસો કબહુ ન લાવે.
વૃથા વાદ મનડોરે મેં પતિત૦ ૩
અબ અનાથ આન શરનાગત,
રાખહુ નાથ નિજઓરે;
અધમ અજામિલ વ્યાધ ગીધ સમા
જાની પાર કરોરે મેં પતિત૦ ૪
બેર બેર પોકારું કૃપાનિધી,
આરત ઉર ધરો રે;
દયાનંદ નિજદાસ રાવરે,
કરહુ અભય ભય ઘોરે મેં પતિત૦ ૫

## ભેરવ કાફી

આંઉં વિંજ્યુ કુલબાની;
યાર મુંજો મંજ ભિતર ન્યારી. આંઉં૦ ટેક
નાથ અસાંજો નિરખે જેડા,
આશક અલક ઓલખાની. આંઉં૦ ૧
મંજે ચંદ્રા મંજે સુરજ,
સુરતે સુખમ નિશાની. આંઉં૦ ૨
અણ વધ ધુન શુનમેં ન્યારી,
નુર નેંન ઝલકાની. આંઉં૦ ૩
દાસ દયો દિલ જાની મલીયા,
પૂર્વ પ્રીત પિછાની આંઉં૦ ૪

## ભેરવની છાયા

રામ ઘટોઘટ છાયા સંતો;
રામ ઘટોઘટ છાયારે ટેક
અવધ ઘાટ નંરાટ રામ જ્યાં,
પ્રીતેં પ્રેમ લગાયારે,
નિરમળ જળ વહે સરજુકો,
મુરત મનોહર પાયારે. રામ૦ ૧
પિત વસન કમળ મુખ નિરખત,
આનંદ ઉર ન સમાયારે;
ચાપનિખંગ ધરે કરમાંઇ,
શ્યામ સુરત ઉર ભાયારે. રામ૦ ૨

ધન્ય અવધ જ્યાં રામ વિરાજે,
ઘર ઘર મંગલ છાયારે;
પ્રેમ મગન મુદિત મન ધારી,
સુર મુનિજન ગુણ ગાયારે. રામ૦ ૩
સોઈ મુરત સુરત અતિ પ્યારી,
પલ પલ ધ્યાન ધરાયારે,
દાસ દયો બ્રહ્મ ભાવ ભરોંસે,
ભવ દુઃખ દૂર બહાયારે. રામ૦ ૪

## પ્રભાતી–રાગ ઉપરનો

બંદી છોડ કહાયે, સતગુરૂ બંદી છોડ કહાયેરે.
ભવ દુઃખ તારન દુઃખ નિવારન,
સનમુખ હોત સહાયેરે; બંદી૦ ટેક.
અજામિલ અતિ અધકો ભાજન,
વિષય જાલ બંધાયેરે.
નામ નારાયણ મુખ પર ટેરત;
તુરતહી ધામ સધાયેરે. બંદી૦ ૧
ગજકું ગ્રાહ ફ્રાયો અપને વશ,
જલમેં જંગ મચાયેરે;
આધો નામ લીયો આરતસેં,
તબ પ્રભુ પલમેં ધાયેરે. બંદી૦ ૨
વ્યાધ ગીધ ઔર સજન કસાઇ,

